# પાટડી મર્ડર કેશ.




પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૬.

અમદાવાદ કાલુપુર કપાસીઆ બજારમાં રોયલ પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ રાયચંદ હીરાચંદે છાપી.



પ્રગટ કરનાર,

**આલીજાંહ અલીભાઇ કુંવરજી.**

પ્રેસીડેન્ટ, કાઠીઆવાડ શીઆ
ઇમામી ઇસ્માઇલીયા સુપ્રીમ
કાઉન્સીલ—રાજકોટ.

# પ્રકાશકના બે બોલ.

આવા પેમ્ફલેટોમાં પ્રસ્તાવના કે બીજા વિવેચનની જરૂર હોતી નથી, તોપણ અત્રે થોડાએક શબ્દો લખ્યા વગર રહી શકાતુ નથી.

સૂર્યને ઝાંખો કરવા ગમે તેવાં વાદળાં ચઢી આવે, ગમે તેટલો વંટોળીઓ થાય. પરંતુ છેવટે તો સૂર્ય પોતાના અસલી પ્રકાશથી ઝળકીજ રહે છે, તેવીજ રીતે અમારા પાક ઇસ્માઇલી મઝહબને ઝાંખો પાડવા પાટડીવાસી અને તેમના ગોઠીયાંઓએ તનતોડ પ્રયાસો કરી સાક્ષીઓ રૂપી ફાંસો તૈયાર કરેલ, પણ છેવટે તેમનું એ પોકળ ન્યાયી બ્રિટિશ અદાલતમાં ખુલ્લું પડી ગયું. અને અમારો પાક ઇસ્માઇલી મઝહબ પોતાની સત્યતાને લીધે પ્રકાશી રહ્યો.

પાટડી ખુન કેશ અને તેનાં પરિણામથી કોઇ પણ ઇસ્માઇલી વ્યક્તિ ભાગ્યેજ અજાણી હશે, પરંતુ તેનાં મૂળ અસલી સ્વરૂપથી ઘણાએક ભાઇઓ નાવાકેફ હશે એમ ધારી અત્રે તેનું સ્પષ્ટીકરણ કરવાની યોગ્યતા ધારીએ છીએ.

તા. ૧૦–૭–૨૫ ના રોજ પાટડીના રહીશ એક કોળીનો છોકરો ગુમ થયો. ઘણી તપાસ કરતાં તેનો પત્તો નહિ લાગવાથી કેટલાક વિઘ્ન સંતોષીઓ અને અમારા મઝહબના દુશ્મનોએ તેને ભંભેરી અમારા ઉપર શક પેદા કર્યો તા. ૧૧–૭–૨૫ ના રોજ અમારા પાક જમાઅતખાનાની ઝડતી લેવાઈ અને તેને બહાને પાટડીના મુખી ચતુરભાઇને મરણતોલ માર પડ્યો. અમદાવાદ જમાઅત ઉપર તાર આવવાથી કેટલાક આગેવાનો તા. ૧૨–૭–૨૫ ના રોજ પાટડી મુકામે ગયા. અને બપોરના કારભારીને મળ્યા. પણ તેમના તરફથી નિરાશાજનક જવાબો મળ્યા. તા. ૧૨–૭–૨૫ ના રોજ સાંજના મજકુર છોકરાની લાશ મળી આવી. આથી અમારા ભાઇઓ ઉપર વધુ ઉશ્કેરણી થઈ અને તેજ દિવસે રાત્રિના કરીમભાઇ જુડાને સખ્ત માર પડ્યો. તા. ૧૩–૭–૨૫ના રોજ અમદાવાદથી આવેલ–આગેવાનો અમદાવાદ પાછા આવ્યા અને પાટડી મુકામે થએલ હુલ્લડ સંબંધીની પોલીશ સુપ્રીટેન્ડેન્ટને રક્ષણ કરવા બાબત અરજી કરવામાં આવી તેની ઇન્કવાયરી માટે ડેપ્યુટી પોલિશ સુપ્રિ. પાટડી ગયા. આ ઉપરથી પાટડીવાસીઓએ પોતાનો બચાવ કરવા માટે પાટડી નિવાસી આપણા ભાઇઓ પૈકી મગન અલીભાઈ તથા સોમજી કાસમ નામના બે શખ્સો ઉપર ખૂનનો આરોપ મુકી બનાવટી સાક્ષીઓ ઉભા કરી. આ ઉપરથી મજકુર ભાઇઓ ઉપર વોરંટ નીકળ્યું પણ અમને તેની ખબર પડવાથી તા. ૧૪–૧૦–૨૫ ના રોજ વીરમગામ પ્રાંતના સબ ડીવીઝનલ મેજીસ્ટ્રેટ મી. વીલીસ સમક્ષ બારેજા મુકામે વકીલ મી. શેખની મારફતે મજકુર-ભાઇઓને હાજર કર્યા. જામીન ઉપર છોડવાની માંગણી કરવા છતાં તેમને નહિ છોડતાં કેદ કરી રાખ્યા.

તા. ૨૮ મી અકટોમ્બરે અમદાવાદ પાસે આવેલ ફતેહવાડીમાં મજકુર મેજીસ્ટ્રેટ સાહેબ પાસે કેશ ચાલ્યો, અને તે ત્રણ દિવસ ચાલ્યો. મેજીસ્ટ્રેટ સાહેબે આ કેશને સેશન્સ કમીટ કર્યો. જેની મુદત તા. ૭ મી ડીસેમ્બર ૧૯૨૫ ની રાખવામાં આવી. સરકાર તરફના વકીલ રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પરીખ હતા. જ્યારે આરોપીઓ તરફથી મુંબાઇવાળા બેરીસ્ટર મી. મહમદઅલી જીણા તથા મુંબાઇવાલા મહમદઅલી ચાઇવાલા સોલીશીટર તથા અમદાવાદના વકીલ હરીલાલ નાથા તથા વકીલ મી. શેખ હતા. કેશ મહેરબાન ઇ. ક્લેમન્ટસ સાહેબ સમક્ષ ચાલતો હતો. ૭ દિવસ સુધી કેશ ચાલ્યો હતો અને તેમાં ભાઇઓ બિલકુલ નિર્દોષ છુટી ગયા છે. મરજકુર આખા કેશને છપાવી પ્રગટ કરવામાં આવે તો લગભગ એક નાનું સરખું પુસ્તક થઇ જાય, આ કારણથી સાક્ષીઓ વગેરેની જુબાની થઇ રહ્યા બાદ પબ્લીક પ્રોસીક્યુટર રા. બા. પરીખ અને અમારા બેરીસ્ટર મી. જીણા તરફથી થએલ ભાષણો, મહેરબાન જડજ સાહેબે જ્યુરી સમક્ષ કરેલી સમીંગ અપ-કેશ સંબંધીનું વિવેચન, જ્યુરીનો અભિપ્રાય અને મહેરબાન જડજ સાહેબનું જજમેન્ટ એટલી બાબતોનો આ પેમ્ફલેટમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પેમ્ફલેટનું મનન કર્યા બાદ કોઇ પણ સમજુ વ્યક્તિ જાણી શકશે, કે પાટડી નિવાસી અમારા દુશ્મનોએ અમારા પાક ઇસ્માઇલી મઝહબની તૌહીન કરવા માટે ઉભા કરેલ બનાવટી સાક્ષીઓનું પોકળ ખુલ્લું થઇ ગયું છે. એટલુંજ નહિ પણ અમારો પાક ઇસ્માઇલી મઝહબ પોતાના સત્યના પ્રભાવે વધારે પ્રદીપ્ત થયો છે.

ખુદાવંદે કરીમ પાસે અમારી પ્રાર્થના છે, કે મજકુર કેશમાં અમારી અને અમારા પાક મઝહબ ઉપર જેમણે અત્યાચાર ગુજાર્યો છે, તેમને સદ્‌બુદ્ધિ આપે, અને જેમણે પોતાના મઝહબ માટે તનતોડ મહેનત કરી ભોગ આપ્યો છે તેમને સવાબ બક્ષે. આમીન

પ્રગટ કર્તા.

તા. ૧૨-૧૨-૨૫

# સેસન્સ કોર્ટમાં.

## પબ્લીક પ્રોસીક્યુટર રાવબહાદુર ગીરધરલાલ ઉત્તમરામ તરફથી જ્યુરી સમક્ષ કરવામાં આવેલું ભાષણ.

ગાડું ચીલો મુકીને જે જગ્યાએથી લાસ મળી આવી હતી તે જગાએ ગયું હતું, તેથી લાસને કોઇ લઇ આવ્યું હશે, અને તેથી બુટ પેહેરેલા પગના નીશાન હતા, અને લાસ ઉપર કાંટા નાખવામાં આવ્યા હતા તેથી પગના નીશાન આપણે બીજી તરફ પણ જોઇએ છીએ, એક ગાડું પોતાના ખેતર પાસે થઇને ગયું અને ગાડું આરોપી નં. ૨ નો ભાઈ હાંકતો હતો, અને આરોપી નં. ૨ પાછળ ચાલતો હતો, એવી જે ભલા જેહાની જુબાની થઈ તે જુબાની તે ઉપરની અનુમાનીક પુરાવો પુષ્ટી આપે છે, ભલા જેહા-ની જુબાની તા. ૧૫ મીએ લખી લેવામાં આવી, તેનું કહેવું છે કે જે દીવસે લાસ મલી આવી તે દીવસની સવારે તેણે આ બધું જોયું હતું, હવે સબ ઇન્સ્પેક્ટરે ૧૫ મી તારીખે બધા માણસોને બોલાવ્યા તેમાં ભલા જેહા પણ હતો

પછી અંદરજી રૂદાની સાક્ષી તેનું નામ ફરીઆદીએ આપ્યું હતું એવું કહેવામાં આવે કે તેની જુબાની બહુ મોડી લેવામાં આવી છે, પણ અંદરજી રૂદા કહે છે કે તેને કોઇએ પુછયું નહોતું, અંદરજી એમ પણ કહે છે કે છીપાકી તલાવડી આગળ ગાડું છોડવામાં આવ્યું હતું, તે તેણે જોયું હતું, અને તેણે આરોપી નં. ૨ અને તેના ભાઇને ગાડા પાસે જોયા હતા તેમણે ગાડું જોડયું અને જે ખેતરમાં તે ઉભો હતો તે ખેતર પાસેથી ગયા જો અંદરજી ખોટો સાક્ષી હોય તો તે એમ કહે કે ગાડું જતું હતું અને તેમાં એક પોટકું હતું વીગેરે વીગેરે, તેથી પંચાતનામા તથા જેમણે પંચનામું કર્યું તેમની અને જમાદારની તથા અંબાડોસીની જુબાનીઓ તથા લાસની હાલત કહી આપે છે કે છોકરો પોતે મેળે તે બાજુ રખડતો નહોતો તેમજ

તેનું મરણ કુદરતી નહોતું તેથી ખરૂં અનુમાન તો એજ આવી શકે કે તેને છીપાકી તલાવડી આગળ મારી નાખવામાં આવ્યો નહોતો, પણ તેની લાસ ત્યાં ગાડા આગળ લઇ જવામાં આવી હતી, અને બે ખોજાઓ પાસે બે ગાડા હતા તે પુરાવા ઉપરથી સાબીત થાય છે મજુખાંએ પોતાની જુબાનીમાં કહ્યું છે કે ખોજાઓ પાસે બે ગાડા હતા. એક ચાલતું નહોતું, અને જે ચાલતું હતું તેના ઉપર લોહી જેવા નીશાન હતા, અને આ નીશાન જોવાથી પોલીસે ગાડાને કબજામાં લીધું અને ત્યાં આવા નીશાન હતા તે કકડો કાપી લીધો અને તે કેમીકલ એનેલાઈઝરને મોકલી આપ્યો. કેમીકલ એનેલાઈઝર કહે છે કે લોહી છે, પણ માણસનું લોહી છે કે જાનવરનું લોહી છે તે કહેવું મુશકેલ છે, હવે જો આરોપી નં. ૨ ના બાપને ગાડું હતું અને ગાડું વાપરતા હતા પણ તેમ કરવામાં અહીં સલામતી નહોતી તેમ ધારીને જેહા વાલજીનું ગાડું વાપર્યું એવું કહેવામાં આવે કે જો આ ગાડા ઉપર લોહીના નીશાન હોય તો તેને ખુલ્લું રાખવામા આવે? શું ગાડાનો માલીક ગાડાને ખુલ્લું રાખવા પહેલાં તે ગાડા ઉપરના નીશાન કાઢી નાખે નહી? આ વિશે યાદ રાખવાનું છે કે ગાડુ લઇ જનાર તેનો માલીક નહોતો પણ આરોપી નં. ૨ અને તેનો ભાઈ ગાડું હાંકી ગયા હતા, વખતે તેઓ શું કામમાં ગાડું વપરાયું છે તે ન પણ જાણતા હોય, ૧૨ મી તારીખે જડતી લેવામાં આવી, ગુનેગાર ગમે તેટલો સાવચેત રહેવા પ્રયત્ન કરે છતાં કોઇ વખત કંઇક કરવું બાકી રહી જાય છે, એમ પણ બન્યું હોય કે ગાડા ઉપરથી લોહીના નીશાન કાઢી નાખવાનું તહોમતદારને સુઝયું પણ ન હોય ૧૨ મી તારીખે લાસને લઈ જવામાં આવી હતી, અને ૧૩ મી તારીખે પોલીસે ગાડુ કબજે લીધું, તેથી તો આપણે ભલા જેહાની તથા અંદરજી રૂડાની જુબાનીઓ અને લોહીના નીશાન તથા ગાડાના પૈડાના નીશાન હોવાના સંજોગે (ખ્યાલમાં) સાથે રાખીને વાંચીએ તો એવું અનુમાન કરી શકાય કે લાસને આ ગાડામાં લઈ જવામાં આવી હતી, અને એ ગાડુ ખોજાઓનું હતું ૧૨ મી તારીખે લાસ મલી આવી હતી. ડાકટરનું પણ એવું કહેવું છે કે છોકરાને બે અથવા ત્રણ દીવસ પહેલાં મારી નાખવામાં આવ્યો હોવો જોઇએ છોકરો ૧૦ મી તારીખે ખોવાયો હતો. પ્રોસીકયુશનનું કહેવું છે કે છોકરાને ૧૦ મી તારીખે મારવામાં આવ્યો હતો, પોસ્ટમોરટમ ૧૩ મી તારીખે કરવામાં આવી હતી. ડાકટર કહે છે કે બે અથવા ત્રણ દીવસ પહેલાં મરણ નીપજ્યું હોવું ન જોઇએ.

પારવતી કહે છે કે તેઓને ૧૦ મી તારીખે ફોસલાવી લઈ જવામાં આવ્યા હતા, અને જો ૧૦ મી તારીખે છોકરાને મારી નાખવામાં આવ્યો હોય તો ડાક્ટરની જુબાની મળતી આવે છે.

હવે છોકરાનું મોત કુદરતી હતું કે તેને મારી નાખવામાં આવ્યો હતો, તે વિશે છોકરાના બાપનું કહેવું છે કે છોકરો તંદુરસ્ત હતો, વળી એ યાદ રાખવાનું છે કે છોકરાની લાસ ગામ બહાર અસંભવીત જગ્યાએ મળી આવી છે. વળી આસપાસના સંજોગો જોતાં માલુમ પડે છે કે છોકરાંને મારી નાખ્યા પછી તેની લાસ ત્યાં લાવવામાં આવી હોવી જોઇએ અને અલબત ઇજા નીશાનીઓજ મરણ ઉપજાવવા પુરતી નથી એવું ડાકટરનું કહેવું છે પણ લોહી લેવા છોકરાને ગુંગળાવી નાખ્યો હોય તો કંઈ નીશાની રહે નહી, ટીકીટ ઉપર પંચના જેવાં નીશાન પડે તેવાં નીશાન માથા અને કપાલમાં ખીલાથી કર્યા હોય તેવું દેખાય છે, તે એક તાજુબી પમાડે તેવો બનાવ છે બધા નીશાન સરખાં છે તેથી એકજ ખીલો ( થી બધાં નીશાન કરવામાં આવ્યાં હોય ) વાપર્યો હોય તે શંભવીત છે અને તેથીજ બધા સરખા દેખાય છે. જો છોકરાને ગુંગળાવી નાખ્યો હોય, તો તે કમોતજ કહેવાય. પારવતી કહે છે કે અમે ચુનીલાલની લાટી આગળ રમતાં હતાં, એ ( ઉપર ) થી ( જણાય છે કે ) ચુનીલાલનું નામ પાછળથી દેવામાં આવ્યું નથી પણ તેજ દીવસે ( દેવામાં ) આવ્યું છે. સ્વભાવીક રીતે માપાપે તપાસ કરી, પણ તેમને કંઈ પતો મલ્યો નહિં. ભુદર અને તેની સ્ત્રીએ જુબાનીમાં કહ્યું છે કે ચુનીલાલની લાટી અમારા ઘરની સામેજ આવી છે પારવતીએ કહ્યું છે કે અમે આસરે ૪ વાગ્યાના શુમારે ચુનીલાલની લાટી પાસે રમતા હતા. ૪ ના પછીનો અમલ નહોતો અને આ અરસામાં ચુનીલાલ પોતાની લાટીમાં હોય છે, તેણે કહ્યું છે કે હું લાટીથી ઘેર ૯ ૯ાા વાગે જાઉંછું તેથી ચુનીલાલે કહ્યું કે છોકરાંઓ મારી લાટી આગળ રમતાં હતાં, તેમાં કંઈ અસ્વભાવીક નથી. ફરીઆદી અને તેની સ્ત્રીએ જુબાની આપી છે કે ચુનીલાલે અમને તા. ૧૧ મીની સવારે કહ્યું હતું કે છોકરાઓ તેની લાટી પાસે રમતા હતા અને તેમની સાથે બે ખોજાને જોયા હતા, ખોજાઓ છોકરાંને લઇ જાય છે, એવું સાંભળતા હતા તેથી તેણે ( ચુનીલાલે ) છોડીના બાપને ખોજાખાનું જોવાનું કહ્યું તેથી ભુદર અને તેની સ્ત્રી સબ ઇન્સ્પેકટર પાસે ગયા પણ પાટડીમાં તે દીવસે તે નહોતા તેથી મજુખાં પાસે ગયા, મજુખાંએ તેમને તપાસ કરવાની સલાહ આપી તેથી તેઓ ગામ બહાર જઇને બીજી જગ્યાઓએ તપાસ કરી તેથી હું તમને જણાવવા માગુંછું કે ૧૧ મી તારીખે પણ લાસનો પતો નહોતો મલ્યો જો કે છીપાકી તલાવડી માટે કંઈ કહેવામાં આવ્યું નથી તોપણ છીપાકી તલાવડી આગળ પણ તેમણે તપાસ કરી હશે તેઓ ૫ વાગે પાછા આવ્યા અને મજુખાંને કહ્યું કે અમે બધે તપાસ કરી છતાં કંઈ છોકરાંનો પતો મળતો નથી ૫ વાગ્યા સુધી તેમણે તપાસ કરી તે દરમ્યાન મજુખાંએ છોકરો ખોવાયાની ખબર સાંભળતાં તેણે ઢોલ ટીપાવ્યો. આ ૧૧ મી તારીખે

થયું આથી ખોજાઆને ખબર પોચી ગઈ હતી કે પોલીસને વાત ગઈ છે અને પોલીસ તપાસ કરશે આજુબાજુના સંજોગો પણ ધ્યાનમાં રાખવા જેવા છે ખોજાઓ આ વાતથી અજાણ્યા નજ હોવા જોઇએ. પછી સાંજના ૫ વાગે ફરીથી ( છોકરાના ) માબાપે મજુખાંની મદદ માગી અને કહ્યું કે ચુનીલાલના કહેવા ઉપરથી અમને ખોજાખાના ઉપર શક છે પછી તેમને મજુખાંએ ચતુર ખોજાને બોલાવી લાવવા કહ્યુ તેઓ ચતુર પાસે ગયા પણ ચતુરે આવવા ના પાડી ફરીથી મજુખાંએ ચતુરને બોલાવવા મોકલ્યા તેથી ચતુર ફરીઆદી સાથે આવ્યો અને ખોજાખાનું બતાવવા હા પાડી પણ તેણે કહ્યુ કે મારી પાસે ચાવી નથી ચાવી પીર પાસે છે પછી કલાડાના દરવાજા પાસે ખોજો રહે છે તેને મજુખાંએ સમજાવ્યો અને ખોજાખાનું બતાવવા કહ્યું અને ખોજાખાનાની જડતી રાતના ૮ વાગે આપવામાં આવી, ચતુરે વખત મેળવવા આ પ્રમાણે ચાલ ચલાવી કે જેથી આ લોકોનું ધ્યાન ખરી જગ્યાથી ઉલટી જગ્યા તરફ દોરવાય જેમકે ખોજાખાનું બતાવવાની ના પાડવાથી આ લોકોને વહેમ ખોજાખાના ઉપર વધારે મજબુત થાય કે જેથી બીજે કોઈ ઠેકાણું તપાસ કરવા જાય નહી ૧૧ મી તારીખે કોળીના છોકરાની લાસ ખોજાખાનામાં નહોતી ૧૦ મી તારીખે લાસને ખસેડી નાખવામાં આવી હોવી જોઇએ. પણ જો ચતુર ખોજાખાનું બતાવવાની ના પાડે તો છોકરાના માબાપ તથા પોલીસ બીજે કોઈ ઠેકાણું તપાસ ન કરે ખોજાખાનું બતાવવાની ના પાડી ને તેઓ પોલીસને ખોટે રસ્તે દોરવા માગતા હતા અને તેથી જુલાઈની ૧૧ મી તારીખનો આખો દીવસ એમને એમ ગયો અને તેથી ખોજાઓના ઘરની જડતી લેવાનું પોલીસને સુઝયું નહી ૧૨ મી તારીખે છીપાકી તલાવ પાસે લાસ મળી આવી લાસ ઉઘાડી નહોતી પણ કાંટાથી ઢંકાએલ હતી. ભલા જેહા ( આંક ૧૮ ) ની જુબાનીથી પુરવાર થાય છે કે તે દીવસે એક ગાડુ છીપાકી તલાવડી આગળ ગયું હતું, ભલા જેહા કહે છે કે હું મારા ખેતરમાં હતો, જ્યારે હું મારા ખેતરમાં ગયો ત્યારે મારા ખેતરમાં ઢોર પેસી જાય તેને હાંકવા ઉભો હતો ભલા જેહાએ પોતાના ખેતરની પાસેથી એક ખોજાનું ગાડુ જતાં જોયું. આ ગાડામા આરોપી નં. ૨ ને અને તેના ભાઈને જોયા અને ગાડામાં એક પોટલું અને હળ ( દંતાળ ) હતા હળ એ વાસ્તે લઈ જવામાં આવ્યું હતું કે જેથી કરીને આટલું વહેલું ગાડું કેમ જતું હશે તેવો કોઇને શક ન પડે એમ કહેવામાં આવે કે આ ગાડાને ( બે બાજુ ) પાટીઆં હતા, અને તેથી ભલા જેહા કાંઈ જોઈ શકે નહી વિદ્વાન વકીલે ( કાઉન્સીલે ) આ સવાલનો ખુલાસો નથી કરાવ્યો કે આ પાટીઆથી ગાડામાં શું છે તે દેખાય કે નહી જ્યાં હાંકનાર બેઠો હતો તે બાજુ અને ગાડાનો છેવાડાનો ભાગ ઉઘાડા હતા અને ભલો જોઈ શકે નહી માનો, ગાડીમાં શું હતું તે

ભલો જોઈ શકેજ નહી એમ પુરાવામાં નથી તેથી ભલો પોટલું જોઈ શકયો, જુલાઈની ૧૨ મી તારીખે અસાડ વદી ૭ હતી તેથી ચંદ્રમાનું અજવાળું હતું ( કારણ ચંદ્રમા હતો ) ભલા જેહાએ ગાડુ જોયું તેને શક પડે, પછી ભલા જેહા કહે છે એજ ગાડુ અડધા કલાક પછી પાછું વળ્યું તે વીશે કંઈ તાજુબી પમાડે તેવું નથી, કારણ તેમને ત્યાં પોટલું મુકી દેવું હતું અને તે ઉપર કાંટા નાખવાના હતા ગાડાને લોઢાના પાટાવાળા પૈડાનાં નીશાન હતાં, તેથી એક ગાડુ ત્યાં ગયું હતું, જો કોઈ છોકરાની લાસને ખભા ઉપર લઈ જાય તો કોઈ જોઈ જાય પણ જો તેને ગાડામાં મુકી હોય તો કોઈને શક ન જાય હવે આપણે હરણ કર્યાના પુરાવા તપાસીએ પહેલી તો છોડી પારવતીની જુબાની છે, તેમાં કહે છે કે એક મોટા છોકરાએ અમને પાંચ હાટડી સુધી ફસાવીને લઈ આવ્યો અને હનુમાનના મંદીર પાસેથી મને પાછી કાડી હતી આ જગ્યાએથી ખોજા-ખાનું ૧૫૦ ફીટ દુર છે એમ કહે છે છોડી કહે કે એક મોટો છોકરો હતો, અને તમો આરોપીઓ તરફ જોશો તો જો તેમણે પાઘડી ન પેરી હોય તો તેમને માણસ ( મોટા માણસ ) ન કહી શકાય ? તેથી તેમને જેણે લલચાવી તેને તે મોટો છોકરો કહે છે, હવે છોકરીએ જે જગા બતાવી છે તે ધ્યાનમાં રાખીએ તો માલમ પડે છે કે છોકરીને પઢાવવા માટે કંઈ પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

પછી સુજાણ કાના ( આંક નં. ૯) ની જુબાની છે તેનું ઘર ચુનીલાલની લાટી સામે છે, સુજાણ કહે છે કે મેં છોકરાઓને ચુનીલાલની લાટી સામે રમતા જોયા હતા, તે કંઈ ખોજાઓ વિશે કહેતો નથી તેથી માલમ પડે છે તે સાક્ષી સાચો છે તે ફક્ત એટલુંજ કહે છે કે મેં છોકરાઓને રમતા જોયા હતા અને એમ કહેવામાં આવે કે, પારવતી તો એમ કહે છે કે, સુજાન મને દરવાજા બહાર મલ્યો, અને સુજાન કહે છે કે, દરવાજા બહાર નહી પણ દરવાજા અંદર છોકરાઓને જોયા, આ બે ( શાક્ષીઓ ) માં સુજાન મોટો છે અને તેથી તેના ઉપર વધારે ભરોશો રાખવા લાયક છે.

ત્યારપછી ચુનીલાલની જુબાની છે એ છોકરાઓને જોયા પછી તે લાટીમાં ગયો ૨૫ મીનીટ પછી પાછો આવ્યો જો ખોજાઓ કે છોકરાને જોયા નહી. તે વખતે લાસ મલી નહોતી અને છોકરાનું ખુન કર્યું છે તેવો શક પણ નહોતો ફક્ત છોકરો ખોવાયો હતો તેથી ચુનીલાલે છોકરાના માબાપને ખોજાખાનું જોવાનું કહ્યુ તે વખતે ચુનીલાલને જરાએ શક નહોતો તેથી ખોજાખાનું જોવાની જરૂર છે એમ ચુનીલાલે ફરીઆદીના મન ઉપર ઠસાવ્યું તે આખો દીવસ ફરીઆદી અને બીજાઓનો શક ખોજાખાના ઉપરથી બીજે હતો ફરીઆદ અરજીમાં ખોજાઓનાં નામ આપ્યા નથી હવે પરસોતમ પો. સ. ઈ. જુબાનીમાં કહે છે કે છીપાકી

તલાવડી આગળ જ્યાં લાસ મળી આવી હતી તે જગ્યાનું પંચનામું મેં કર્યું અને મેં ફરીઆદી અને તેની ભીલાડુની જુબાનીઓ લખી લીધી અમે આપણે ફરીઆદ વાંચીએ તે પહેલાં જણાઈ આવે છે કે ૧૨ મી તારીખે છોપાકી તલાવડીએથી પાછા આવ્યા પછી ચુનીલાલની જુબાની લખી લેવામાં આવી તે ફરીઆદીએ સાંભળી તે પોતે ( પોતાની ફરીઆદીમાં ) લેલવી દે છે, જમાદાર કહે છે કે જ્યારે મેં ફરીઆદીને પુછયું ત્યારે તેણે કહ્યું કે ચુનીલાલે તેણે કહ્યું હતું કે તેણે છોકરાઓને રમતાં જોયાં હતાં ગામમાં આવ્યા પછી તેણે ચુનીલાલને બોલાવ્યા અને તેમની જુબાનીમાં ચુનીલાલ કહે છે કે મેં બે બોજાઓને જોયા હતા તે બેમાંનો એક આરોપી નં. ૧ છે જમાદાર કહે છે ચુનીલાલનું નામ અને ફરીઆદીએ આપ્યું હતું.

ત્યારપછી રેવાશંકર, જીવણલાલ અને મફા શાક્ષીઓ છે મફો કહે છે કે ૧૦ તારીખે મારે વીરમગામ જવું હતું તેથી હું સાંજે પાટડીથી વીરમગામ જવાની ગાડી ઉપડે છે તે પહેલાં, મારી દુકાનેથી આવતો હતો. બોજાખાને જતાં નજીકમાં ખડકી આવે છે તેમાં તેનું ઘર છે ત્યાં સાંજે જતાં તેણે છોકરાઓને, આરોપી નં. ૧ તથા ૨ ને બોજાખાનામાં જતાં જોયાં તે દીવસે તે વીરમગામ ગયો, અને ૧૯ મીએ પાછો આવ્યો તે કહે છે કે, આ છોકરા વિશે લોકોનું ટોળું વાત કરતું હતું. પોતાનું નામ ફરીઆદીએ પોલીસને આપ્યું હતું. છતાં તેણે કોઈનું નામ આપ્યું નહી, પોલીસ કહે છે. જે તેણે કકલનું નામ આપ્યું, અને કકલ પાસેથી રેવાશંકર અને જીવણલાલના નામ મલ્યા પછી રેવાશંકરની ( આંક ૧૧ ) અને જીવણલાલની જુબાનીઓ છે કે જેમના નામ કકલ પાસેથી મલ્યાં હતાં રેવાશંકર અને જીવણલાલે જુબાનીમાં કહ્યું છે કે અમે બે આરોપીઓને અને બે છોકરાઓને સાથે જતા જોયા જીવણલાલનું ઘર ત્યાંજ છે અને ઘણીવાર મણીલાલ લોઢાવાળાની દુકાને બેસે છે તેણે ( જીવણલાલે ) જુબાનીમાં કહ્યું છે કે આરોપીઓ સાથે છોકરાઓને મેં જોયા હતા જો આ પણ શાક્ષીઓની જુબાનીઓ માનવામાં આવે તો આ બે આરોપીઓ છોકરાને બોજાખાનામાં લઈ ગયા ને પુરેપુરી રીતે પુરવાર થાય છે.

૧૭ મી તારીખે હુલ્લડ કેસો પુરા થયા.

પહેલો આરોપ ૩૬૩ મી કલમ પ્રમાણે હરણ કર્યાનો છે પ્રોસીકયુશનના પુરાવા જો તમો માનો તો આ બે આરોપીઓએ છોકરો જ્યાં રમતો હતો ત્યાંથી ફોસલાવીને બોજાખાનામાં લઈ જઈને તેનું હરણ કર્યું છે.

બીજો આરોપ ૩૧૪ મી કલમ પ્રમાણે છે, હવે જો છોકરાની લાશ ન મળી આવી તો પુરાવા એટલાજ હોય કે છોકરાનું હરણ કરીને બોજાખાનામાં

લઈ ગયા, ત્યાર પછી શું બન્યું તે માલુમ પડયું નથી પણ આમાં તો જ્યારે છોકરાનું હરણ કરવામાં આવ્યું હતું ત્યારે તેનું ખુન કરવામાં આવ્યું છે તેવો પુરાવો છે, તેથી છોકરાને મારી નાખવા માટે તેનું હરણ કરવામાં આવ્યું હતું, તેમ માનવાને કારણ મળે છે, આરોપીઓએ તેનું ખુન કર્યું કે બીજાઓએ તે એક બીજો સવાલ છે.

હવે બીજા સૌથી વધારે અગત્યનો સવાલ એ છે કે તહોમતદારો છોકરાના ખુન માટે જવાબદાર છે કે નહીં, કોઈ પણ આરોપી, આ છોકરાને શરીરને, કંઈપણ કરતાં, કોઈ શાક્ષીએ નજરે જોયાનો દર્શનીક પુરાવો નથી. એમ કબુલ કરવું જોઈએ, સંજોગો અનુસાર આ કેસમાં ફક્ત પુરાવા મલે છે, છોકરાને ખોજા-ખાનામાં લઈ ગયા પછી, ખુન વખતે હાજર રહી જોવાનો દર્શનીક પુરાવો મેળવવો સહેલો નથી, પણ જો આપણે માનીએ કે, આ બે તહોમતદારો છોકરાને જમાતખાનામાં લઈ ગયા તો બાકીના પુરાવા જે રજુ થયા છે તેથી જણાય છે કે, આરોપી નં. ૨ નો આ ખુનમાં હાથ હતો, કારણ કે તેનું હરણ કરવામાં પણ તેનો હાથ હતો, અને આરોપી નં. ૧ શરૂથી ચુનીલાલની લાટી આગળ છોકરાઓ રમતાં હતાં. ત્યારથી તે છોકરાને ખોજાખાનામાં લઈ ગયા ત્યાંસુધી તે સાથે જ હતો. એટલે આરોપી નં. ૨ એ આરોપી નં. ૧ ની સાથે કાવત્રામાં મલી ગયો હતો. લાસને ઠેકાણે પાડવામાં આરોપી નં. ૨ હોય તે બનવા જોગ છે. લાસને લઈ જતી વખતે આરોપી નં. ૧ ગેરહાજર હતો. તેથી ખુનના આરોપમાંથી બચી શકતો નથી. તમારા આગળ જે શાક્ષીઓની જુબા-નીઓ થઈ ભરોશા લાયક હોવા ઉપર આખા કેસનો આધાર છે, જ્યુરર તરીકે બનેલ બીનાઓની સત્યાસત્યની તુલના કરનાર તમો છો અને જુબાનીની તુલના તમારે કરવાની છે, અને કોલોના છોકરાના ખુનમાં આ બે આરોપીનો હાથ હતો કે નહી એ વિશે તમારી આગળ પડેલ જુબાનીથી તમને ખાત્રી થાય છે કે નહી તે તમારે કહેવાનું છે. એમ કહેવામાં આવે છે કે ચાંદીની બેડી લાસ ઉપર નહોતી તેથી તે બેડી કોઇએ લઈ લીધી હશે. અને તે માટે કોઈ છોક-રાને લઈ ગયું હશે બેડી રૂા. ૩) ની કીંમતની હતી પણ તેની કીંમત રૂ. ૬) ગણાય પણ તેટલા માટે કોઈ છોકરાને લઈ જવાની તકલીફ ન લે, તો પછી એવી બેડી માટે, કોઈ ખુન તો શેનું કરેજ ? વળી આટલી બેડી માટે જે ચોરી કરે તે ઘણોજ ગરીબ હોવો જોઇએ. અને તેથી પોતાની ગરીબાઇને લીધે લાસ લઈ જવા માટે ગાડું ભાડે કરી શકે નહી, જો તમને જરાએ શંકા હોય કે, આરોપી ગુનેગાર નથી, તો આરોપીએ શંકાનો ( લાભ લેવાનો હક છે, પણ આ બે આરોપીઓ આ છોકરાને લઈ ગયા અને તેને મારી નાખ્યો અને તેમના સિવાય બીજા કોઇએ પણ નહી, એ વીશે તમને જરાએ શંકા ન હોય, તો તેનું ખુન કરવા માટે તેઓ જવાબદાર છે અને ગુનેહગાર છે, એવો મત આ-પવા તે તમારો પુરો હક છે.

આરોપી તરફના વકીલ.

## મી. મહમદઅલી જીણા બેરીસ્ટરનું

# દલીલનું ભાષણ.

જ્યુરીના ગૃહસ્થો:—

પહેલી બાબત હું તમોને કહેવા માગુંછું તે એ છે કે મારો કહેવાનો અર્થ ઉલટો ન લેશો કારણ હું તમને તમારી ફરજ શીખવવા માગતો નથી પણ આ કેશની બાબતમાં કોર્ટની બહાર જે કાંઈ સાંભળ્યું હોય તે પોતાના મનમાંથી કઢાવી નાખવા જ્યુરીને કહેવાની વકીલની હંમેશાં ફરજ છે અને ગૃહસ્થો મને ખાત્રી છે કે તમે પણ તેમજ કરશો બીજી બાબત જે હું આજે કહેવા માગું છું તે એ છે કે ખોજાઓ છોકરાને લઈ જઇને તેમના લોહીમાં ચોખા પલાળે છે એવી અફવાને જરાએ વજન આપશો નહી લોકોને પોત-પોતાના વહેમ હોય છે અને આવા વહેમો કેવી રીતે ઉત્પન્ન થાય છે તે તમે જાણો છો આજકાલ હીંદુસ્તાન કરતાં ઘણાજ આગળ વધેલા જે દેશો છે તેવા જુના દેશોમાં પણ લોકોને ઘણા વહેમો હતા. તમારે તમારા સોગંદ યાદ રાખવાના છે અને તમે જે અહીં સોગંદ લીધા છે તેને વળગી રહેવા બંધાએલા છો તમારા આગળ જે પુરાવા રજુ કરવામાં આવ્યા છે તે પુરાવા ઉપરથી આ બંને તહોમતદારોએ યા તે બેમાંના એકે કાંઇ પણ ગુનો યાતો જે ગુનાઓ કર્યાનું તેમના ઉપર તહોમત મુકવામાં આવ્યું છે તે ગુનાઓ કર્યા છે કે નહી તે વિશે પ્રમાણીક નિર્ણય ઉપર આવવા કરશો અને તેથી હું તમને કહું છું કે કોરટની બહાર જે કાંઇ સાંભળ્યું હોય તે ઉપર દોરવાઈ જશો નહી.

હવે હીંદુસ્તાનના ફોજદારી કાયદા ( ઇ. પી. કો. ) પ્રમાણે ગુન્હા કર્યાનું આ બે આરોપી ઉપર તહોમત મુકવામાં આવ્યું છે નામદાર જજ્જ તમોને કાયદો સમજાવશે અને હું પણ કાંઈ ખોટું કહીશ તોપણ નામદાર જજ્જ મને તેમ કરતાં અટકાવશે યાતો મારી ભુલ શુધરાવશે પણ શું ગુન્હો છે તે હું તમને ટુંકમાં સમજાવીશ અને તે એ છે કે, કોલીના છોકરાને મારી નાખવા માટે આરોપીઓએ તેનું હરણ કર્યું એવું કહેવામાં આવે છે કે આ બે તહો-

મતદારોએ છોકરાનું ખુન કર્યું શા માટે? કારણ કે ચોખ્ખાને તેના લોહીમાં પલાળીને ખોજાઓ કાંઇ ધાર્મીક ક્રીયા કરવા માંગતા હતા? જીવતો માણસ મેળવીને તેનું લોહી લેવાનો હેતુ હતો! છોકરો જીવતો હોય ત્યારે તેનું લોહી લેવું જોઇએ એવો વહેમ છે અને તેમ હોય તો બળીદાન ગણાય, નહીતો બળીદાન ન ગણાય તેથી તે વખતે છોકરાના મોમાં ડુચો માર્યો હોવો જોઇએ નહી તો તે બુમ મારે અને તેથી તેને દબાવી રાખ્યો હોવો જોઇએ અને તેજ વખતે કોઇએ તેના શરીરમાંથી લોહી કાઢયું હોવું જોઇએ ઠીક, હવે તમને સામાન્ય અક્કલવાળા માણસ તરીકે ખીલો લઇને અજમાવવા અને શું પરીણામ આવે છે તે જોવા કહું છું કારણ ડાકટરને પોતાને કબુલ કરવું પડયું હતું કે જો ખીલો કામમાં લીધો હોય તો બહુજ આસ્તે વાપર્યો હોવો જોઇએ હવે જ્યારે ખીલો આસ્તેથી સ્ક્રુની માફક નાખવામાં આવ્યો ત્યારે છોકરો જીવતો હતો તોપણ હાલ્યો ચાલ્યો નહી તેમજ ચીસ પાડી નહી એ શું તમે માની શકો છો? હું કહું છું કે તમે થોડી મીનીટ એ ઉપર વિચાર કરશો તો તે વાત તમને સંભવીત નહી લાગે અને પ્રોસીક્યુશનના કહેવા પ્રમાણે આ લાસ બે દીવસ સુધી ઉઘાડી રહેવા દેવામાં આવી હતી તે ધ્યાનમાં રાખશો છીપાકી તલાવડી આગળ લાસ મળી આવી પણ કેટલા કલાકો સુધી તે વિશે કોઈ પણ જાણતું નહોતું લાસ ઉપર કીડીઓ ચઢી જાય છે તે તમે જાણો છો અને કાણાં ઉપરની ચામડીનાજ હતા તે તમે જાણો છો તમે સાકરના કે મીઠાઇના ટુકડા ઉપરથી જોયું હશે કે આજુબાજુમાં કીડીઉનું દર જોવામાં આવતું નથી તેમજ કયાંથી આવે છે તે આપણે જાણી શકતા નથી છતાં થોડી સેકન્ડમાં કીડીઓ ચઢી જાય છે અને રેલવે ટીકીટ ઉપર પંચથી જેમાં કાણાં પડે છે તેવાં નીશાનો કરી મુકે છે ઠીક તેથી હવે લોહી કાઢવા માટેજ તે નીશાન કરવામાં આવ્યાં હતાં તે વિશે જરા પણ શંકા કરી શકાય નહી તેવી ખાત્રી તમને થઈ છે કે નહી તે હું તમને પુછું છું.

જ્યુરીના ગૃહસ્થો આ વાત હું તમને યાદ રાખવા કહું છું કે આ છોકરાને બળીદાન આપવા માટે લઈ ગયા હતા તમે જાણો છો કે માથામાંથી (ખોપરીમાંથી) અને કપાળમાંથી લોહી કાઢવું બહુ મુશ્કેલ છે ઉપરની ચામડીમાં કાણાંની ઈજા જોવામાં આવી હતી આ કાણામાંથી ફક્ત થોડાં ટીપાંજ લોહી મળી શકે અને જમાતને ખવરાવવા માટે ભાગ્યેજ પુરતું થાય અને તેથીજ આ ડાકટરની જુબાની ઘણીજ જરૂરી છે શરીર ઉપર લોહીના ડાઘ નહોતા છતાં તેઓને બધે લોહી જણાય છે તે શું અસાધારણ નથી? જ્યારે શરીરમાંથી લોહી કાઢવામાં આવ્યું નથી ત્યારે તેમને લોહી શી રીતે દેખાય છે!

હવે એક કાગળનો કકડો એક જણે ઉપાડી લીધો છે! જ્યુરીના ગૃહસ્થો કાગળના કટકા આ કંપાઉંડમાં આમ તેમ પડેલા તમને પુષ્કળ મળી આવશે કોઈની આંગળી કપાઈ ગઇ અને તે છાપું વાંચતો હોય તેમ બની શકે છે અકસ્માત થવાથી પોતે છાપાનો ટુકડો લઇને આંગળી ઉપરથી લોહી લુછી ફેંકી દે છે લોહી ફક્ત કાગળના કટકા ઉપરજ છે પણ બીજે ક્યાંય નથી એ શું ધ્યાન ખેંચે તેવી બીના નથી? તે કાગળના ટુકડા ઉપર ક્યાંથી આવે તેવા વિચાર તમને કુદરતી રીતે આવશે આથી એમ જણાય છે કે પુષ્કળ લોહી, કાઢવામાં આવ્યું હશે અને થોડું લોહી પડયું રહ્યું હશે આ વાત તમે જો માનો તો તમારે આ હકીકત પણ યાદ રાખવી કે શરીરમાંથી જરાએ લોહી કાઢવામાં આવ્યું નથી ઈજામાં ફક્ત વટાણાની દાળ જેવડા ઉંડા અને પહોળા ઉપરનીજ ચામડીમાંજ કાણાં પડેલા હતા તે કાણાની કોર પાછી ખેંચાઈ આવી હતી પણ ઉલટી વળી ગઈ નહોતી જો કોઈ સ્કુની માફક ખીલો ફેરવીને લોહી કાઢવા પ્રયત્ન કરે તો કાંણાની બાજુ સરખી ન હોય ડાકટરની જુબાનીમાં શરીર ઉપર જબરાઇના ચીન્હ કાંઈ કેહેવામાં આવતા નથી તેમજ આ કાણાથી મરણ થયું હોય તેમ પણ નથી જો કે સાથી મરણ થયું તેનું કારણ જણાયું નથી. લાસને શું થયું તેનો ખુલાસો આપવાનું મારૂં કામ નથી તે છોકરાના માબાપને માટે આપણને ઘણુંજ લાગી આવે છે ખરેખર ગુનેગારને સજાએ પોચાડવામાં આવે કે ન આવે પણ એમને તો એમનો છોકરો ગયો પણ વળી. તે ઉપરથી તમે એવા નિર્ણય ઉપર નજ આવી શકો કે, તેમને પોતાનો છોકરો ગુમાવ્યો તેથી આ બે નિર્દોષ માણસોને ફાંસીએ ચઢાવવા જોઇએ.

## ગૃહસ્થો:—

હવે આપણે આગળ વધીએ ઘણોજ પ્રમાણિક અને ઘણુંજ મગજ શક્તિવાળા શાક્ષીઓની મુખ જુબાની ઉપર આપણે કુદરતી પુરાવા માફક એટલો ભરોસો ન રાખી શકીયે તેથી ડાકતરની જુબાની ઉપરથી આપણને પુષ્કળ જાણવાનું મળે છે અને ડાકટરની જુબાની ઉપરથી સાફ જણાય છે કે આ છોકરાને મારી નાંખી તેના શરીરમાંથી થોડા લોહીના ટીપાં લેવા માટે લઇ જવામાં આવ્યો ન હોવો જોઇએ ડાકટર એમ નથી કહી શકતા કે કાણાઓ મોત પહેલાં કરવામાં આવેલા કે મોત પછી આ ઇજાઓ મોત પછીની હશે એમ તમને લાગ્યું અને જ્યારે મેં તેને સવાલ પુછ્યા ત્યારે તેના જવાબ ઉપરથી સંપુર્ણ રીતે જણાય છે કે આ ઇજાઓ લોહી કાઢવા માટે કરેલી ન હોવી જોઇએ આ વિરૂદ્ધ કાંઇ પણ દલીલો વિદ્વાન પબ્લીક પ્રોસીક્યુટરે દર્શાવી નથી અને જો આ મુદ્દા ઉપર તમે આવો તો પ્રોસીક્યુશન તરફથી રજુ થએલ વાત આખી

ઉડી જાય છે અને તેનો પાયો તૂટી પડે છે વિદ્વાન પબ્લીક પ્રોસીક્યુટર પેલી ચાંદીની બેડીનું શું થયું તે વિશે એક શબ્દ પણ કહેતા નથી મરનાર છોકરાની બેન ઘણી હોશીયાર છોકરી છે તેઓ દરવાજા બહાર રમતાં હતાં તે વાત પોતે કબુલ કરે છે અને જ્યારે નાo જજે પુછયું ત્યારે તેણીએ કબુલ કર્યું કે તેના માબાપે તેમને મના કરી હતી અને જ્યારે વધારે દબાણ કરીને પુછયું કે પોતાના માબાપના હુકમનો અનાદર કરતા હતા કે નહિ તો તેણીએ કંઈ જવાબ આપ્યો નહિ હવે તમને જણાશે કે, આ છોકરાઓ બહાર રમતા હતા તે સંભવિત છે બલકે હું કહું છું કે ઘણુંજ સંભવિત છે ને ગામ બાર કોઈએ આ છોકરાને પકડયો હશે. તેઓને ફાળીઆ આપવાની ફક્ત લાલચ આપવામાં આવી છે. સુનીલાલની લાટી થી સીધા પાંચ હાટડી સુધી તેઓ આવીને ગયા અને શું તમારૂં એમ કહેવું છે કે તેઓને બે માણસો લઈ જતા હતા તે છોડીએ જોયું નહિ ? છતાં તેણે સાફ જુબાની આપી છે કે તેમને લઈ જનાર ૧ મોટો છોકરો હતો. તેણે છોકરાનું કદ ૫-૬ા ઈંચથી વધારે બનાવ્યું.શું એ વર્ણન આ આરોપીને લાગુ પડશે ? આવી જાતના સાક્ષિઓની જુબાનીને તમારે ઘણીજ બારીકીથી તપાસવાની છે. અને પ્રથક્કરણ કરવાનું છે અને બનેલ બનાવની સત્યા સત્યની તુલના કરનાર તરીકે તમારે તેઓની જુબાનીની કીમ્મત આંકવાની છે. તે લોકો અમુક બાબતની જુબાની આપે છે અને તે બાબત તેઓના અનુમાનને મળતી આવે છે તેથી તેનો અર્થ એમ નથી થતો કે ઇશ્વરના વચન પ્રમાણે તેઓનો દરેક શબ્દ તમારે સાચો માની લેવો તેથી હવે આ છોડીની જુબાની એ અનુમાનને પુષ્ટી આપે છે કે તેઓ ગામ બ્હાર રમતા હતા ને તેણીના ભાઈને લઈ જવા એકજ જણ આવ્યો હતો અને કુદરતી રીતે તેણી પોતાની માને કહી શકી નહિ કે તેઓ દરવાજા બહાર રમતા હતા અને તેથી તેણીએ બીજી દિશા બતાવી જો તેણીએ ખરી દિશા બતાવી હોત તો તેણીની માએ તેણીને ખુબ મેથીપાક આપ્યો હોત અને તેથીજ સ્વાભાવિક રીતે તેણીએ ઉંધીજ દશા બતાવી એટલે કે ખોટી જગ્યા બતાવી.

## જ્યુરીના ગૃહસ્થો:—

અહિં ફરીથી યાદ આપુછું કે આ સાક્ષિઓ અજ્ઞાન છે તેથી મને દરેક તે બાબતમાં લાભ આપવો જોઈએ એમ ધારવા દોરવાઇ જતા નહિ. હવે શું બને છે તે આપણે તપાસીએ.

સુથર પોપટનીજ જગ્યાએ તમો છો તેમ ધારો છોડી આવે છે અને કહે છે કે અમે પાંચ હાટડી તરફ ગયા હતા. કંઇ વધારે વખત થયો ન્હોતો પણ

છોડીએ સાચી હકીકત કહી નહિ. કારણ કે સાચી હકીકત તો એ હતી કે તેઓ દરવાજા બહાર રમતાં હતાં. અને ઉલટી દીશા બતાવવામાં તેનો લાભ સમાએલો હતો. કારણ કે પોતે ઘરની નજીક એટલામાં રમતા હતા તે વાતને નીભાવી શકે.

હવે પ્રોસીક્યુશન કબુલ કરે છે કે, ચાંદીની બેડી ચોરાઈ ગઇ છે, નજીવી રકમ વાસ્તે ભયંકર ગુન્હા બન્યાના દાખલા આપણે જાણીએ છીએ. જેણે ગુન્હો કર્યો તેણે તેમ કરવાની ફરજ સખ્ત તંગીને લીધે પડી હશે. કારણ કે લાસને ઠેકાણે પાડવા માટે ગરીબ માણસ ગાડાના પૈસા ખર્ચી શકે નહિ અને ખાસ કરીને ત્રણ રૂા. ની ચાંદીની બેડી માટે કર્યું હોય.

ચુનીલાલ અભણ માણસ નથી તે હોંશીયાર માણસ છે તેને એક લાટી છે. જે જગ્યાએ લાતીની બારી છે તે જગ્યા ચુનીલાલે બતાવી. ( નકશામાં ચુનીલાલની બેસવાની જગા બતાવીને વાંધો ઉઠાવ્યો કે ) જે જગ્યાએ તે બેઠો હતો ત્યાંથી તે કંઇ પણ જોઇ શકવા તદ્દન અશક્ત હતો. તે નાની બારીમાંથી ચુનીલાલ છોકરાઓને જોઈ શકે એ તદ્દન અસંભવિત છે કારણ કે તે કહે છે કે ખોજાઓને છોકરાઓ વચ્ચે ૨૫ ફુટનું છેટું હતું બારીમાંથી કંઈ પણ કોઇ જોઇ શકે નહિ અને દરવાજામાંથી તો બીલકુલ દેખી ન શકાય. તેથી જડતી લીધાની વાત એટલી બધી સ્વાભાવિક અને એટલી તો સજ્જડ છે કે તે બીજા દિવસની સવારે મડદું ખસેડી દેવામાં આવ્યું હતું એ વાતની સાથે બંધ બેસતી ન આવે.

પબ્લીક પ્રોસીક્યુટરે પોતાની તર્ક શક્તિ દોડાવી જણાવ્યું કે દશમી અથવા અગીઆરમી તારીખે છીપાકી તલાવડી સુધી તેઓએ શોધ કરી પણ અહિં એક પણ સાક્ષિએ એવી જુબાની નથી આપી કે કોઈ વખતે છીપાકી તલાવડી કે તેની આજુબાજુ એ તપાસ કરવામાં આવી હતી. જડતી લેવા વિષે કોઇની કંઇ ફરીઆદ છેજ નહિ કે તેમને જડતી લેવા દેવામાં ન્હોતી આવી. ફક્ત તે દિવસે ત્રીજોરી બતાવવામાં ન્હોતી આવી તેમાં પૈસા ભરવા માટે તે ત્રીજોરી હતી એ પુરાવા ઉપરથી મલી આવે છે અને સબ ઇન્સ્પેક્ટરે તેને ખોલી હતી.

જડતી લેનારાને કંઇ અસંતોષ રહ્યો નથી. હવે પ્રોશીક્યુશનનો આખો કેશ તેની તર્ક શક્તી ઉપર આધાર રાખે છે કે ખોજાઓ છોકરાને જમાતખાને લઈ ગયા, તેના શરીરમાંથી લોહી કાઢયું અને લાસને ખોજાખાનામાં રાખી

મુકી અને પછી છીપાકી તલાવડીએ લઈ જવામાં આવી. મેં બતાવી આપ્યું છે કે ચુનીલાલની જુબાની ઉપર ભરૂસો રાખી શકાય તેમ નથી તે પોતે કહે છે કે જો કે મને બોજા ખાના ઉપર શક હતો છતાં મેં પહેલે દિવસે ફરીઆદિને અથવા પોલીસને બોજાઓના નામ આપ્યાં નહિ મેં જ્યારે પોલીસની જુબાની તેના સામે રજુ કરી ત્યારે તે જવાબ આપી શકયો નહિ. જે માણસ ઉડાઉ જવાબ દેવા તૈયાર હોય, જે માણસ દરેક જાતનું જુઠાણું બોલવા તૈયાર હોય તેના ઉપર ભરૂસો રાખી શકાય નહિ. જ્યારે લાસ મળી આવી ત્યારે પ્રોસીક્યુશન પાસે બીજા કંઈ પણ પુરાવા ન્હોતા. અને કંઇ પણ પુરાવા હોય તો તે માત્ર ફરીયાદીની જુબાનીઓ અને ચુનીલાલની સાક્ષિ હતી તે સિવાય તેમની પાસે બીજો એક પણ પુરાવો ન્હોતો. પછી આપણને શું માલુમ પડે છે ? આપણને કહેવામાં આવે છે કે ચોચીંતા અફવા ફેલાઇ કે લાસ છીપાકી તલાવડીએ મળી આવી છે પણ એ કહેવામાં નથી આવતું કે છીપાકી તલાવડીએ પહેલાં લાસ કોણે જોઈ ?

સાક્ષિ પરશોતમ પોલીસ સબ, ઇન્સ્પેકટરે સાક્ષિના પિંજરામાં આવી જુબાની આપી છે કે પટેલ મારી પાસે આવ્યો અને લાસ વિષે ખબર આપી. તમને યાદ હશે કે અંબા ડોસી પાસેથી અફવા સાંભળવાથી ખોડો ઘોડા ઉપર લાડુ સાથે ગયો તે દરમ્યાન ગણેશ ત્યાં પહોંચી ગયો. ગણેસને ત્યાં કોણે મોકલ્યો ?

સરકારે પોતાનો કેશ બરાબર તૈયાર કરવો જોઇતો હતો એમ ના. જજ તમને કહેશે એવી હું આશા રાખુંછું. સરકાર ગરીબ નથી. સરકાર પાસે પેસા નથી તેમ તે કહી શકતી નથી તેથી તેણે ( સરકારે ) પોતાનો કેશ એવી રીતે સાબીત કરવો જોઇએ કે જરાએ શંકા ઉત્પન્ન થવા સંભવ ન હોય.

કોણે લાસને પહેલાં જોઇ ? એવી ચોકસ ખબર આપણને પુરી પાડવાનું સરકારનું કામ છે.

પોતાની જુબાની આપતી વખતે પરશોતમ ઇરાદાપૂર્વક જુઠું બોલતો હતો. તપાસ વખતે નામ. જજે ઘણીજ ધીરજ રાખી હતી અને જો પરશોતમ તાત્કાલિક જવાબ નહિ આપે તો તેના અમલદારને તેના વિષે પોતે રીપોર્ટ કરશે. એવી ચેતવણી આપવાના ઇરાદા ઉપર આવ્યા હતા.

પુરાવા તરફ જુઓ, નજર કરતાંજ તે તદ્દન જુઠા પુરાવા જણાય છે.

હવે ગાડા વિષે એવું કહેવામાં આવે છે કે, પહેલું ગાડું જોવામાં આવ્યું તે ઉકરડાનું ગાડું હતું. જ્યુરીના ગૃહસ્થો ! હવે ફકત એકજ ગાડાના પૈડાનાં

નિશાને ગામ તરફ જતા ત્યાં માલુમ પડે છે વળી ગાડામાંથી એક મોટો ભાર ખાલી કરી લાસને ઠેકાણે પાડી તે જગ્યાએથી કોઇ માણસ ૧૫–૨૦ મીનીટમાં પાછો ફરે એમ શું તમે ધારો છો ? તે બચ્ચાંની વાતો જેવુંજ છે.

૧૫ મી જુલાઇએ ભલા જેહા આવે છે. પોલીસ સબ ઇન્સ્પેકટર કહે છે કે મેં ૧૪ મી તારીખે કેટલાક માણસોને બોલાવ્યા. અને કેટલાકને ૧૫ મી તારીખે બોલાવ્યા. તેમાંથી આ ભલા જેહા રૂપ સોનાની ખાણ તેમને મળી આવી ! ! કારણ તેણે આરોપી નં. ૨ તથા તેના ભાઇને ગાડામાં જતાં જોયા હતા. ભલા જેહા કહે છે કે મારા ખેતરમાં ઢોર પેસી જાય એ હાંકી કાઢવા હું મારા ખેતરમાં ઉભો હતો ત્યારે મેં મહમદને ગાડી હાંકતાં અને સોમજીને ગાડા પાછળ ચાલતાં જોયા. ગાડાના પૈડાને લોઢાના પાટા હતા સત્યના ખાતર પબ્લીક પ્રોસીકયુટરે તમને કહેવું જોઇતું હતું કે લોહીના ડાઘ હતા તે માણસનું લોહી હોવાનો કંઇ પુરાવો નથી અને તેવું સાબીત કરવામાં આવ્યું નથી.

હવે શું બને છે તે આપણે જોઇએ પ્રોસીકયુશનના ઘણાજ અગત્યના સાક્ષિઓમાં ઈદરજી પણ એક છે. અને ઈદરજી કહે છે કે ગયા જુલાઈ માસની તા. ૧૫ અને ૧૬ મી તારીખે ઓળખવા માટે લાઇનો કરવામાં આવી ત્યારે તે ત્યાં હાજર હતો અને છતાં તેણે આ આરોપીની ઓળખ જાહેર કરી નહિ. પબ્લી પ્રોસીકયુટર કહે છે કે આ દેશમાં એવા લોકો છે કે જેઓ પોતે હેરાન થવા રાજી ન હોય..................વિગેરે વિગેરે હું એમની વાતને મળતો છઉં. આ દેશમાંજ એમ છે તેમ નથી. પણ દુનિઆના ઘણા દેશોમાં તેમજ છે. ફરીયાદી તેની જ્ઞાતિનો છે અને આ માણસે ફરીયાદિને જાહેર કર્યું. ૨૧ મી તારીખે ફરીયાદી પોલીસ પાસે ગયો અને કહ્યું કે ઇદરજી કહે છે કે મેં ખોજાઓને ગાડામાં જતાં જોયા. ઈદરજીએ ફરીયાદીને કંઈ વધારે બાતમી આપી નહિ. ઈદરજીની સાક્ષિ ભરૂસો રાખવા લાયક નથી. ગાડાની બેઉ બાજુએ આસરે ૨॥ ફુટ ઉંચાં પાટીઆં હતાં તો તે ગાડીના અંદરનો ભાગ શી રીતે જોઈ શકયો ? દુરથી શું તેણે " એક્ષરે " ( એક જાતનું દુર સુધી જોઈ શકાય તેવા મશીન ) ની મદદ લીધી હતી. ગાડામાં શું હતું. એ જોવાની તેની શું જરૂર હતી ? કંઈ ખાસ ધ્યાન ખેંચે તેવું તો કંઈ નહિ હતું, અને છતાં આ માણસ એવો મ્હાન તપાસ રાખનાર હતો કે તેણે બધી ઝીણી ઝીણી બાબતો જોઇ.

ફરીયાદી ૧૭ મી તારીખે પોલીસ પાસે ગયો અને મહુનું નામ આપ્યું. ફરીઆદીના કહેવા પ્રમાણે એક છગન નામના માણસે તેને કહ્યું કે મહો કંઈક

જાણે છે પોલીસ કહે છે કે છગનનું નામ આપવામાં આવ્યું નહોતું. મહેરા પણ ના પાડે છે. કે તેને કંઈ છગનને કહ્યું નહોતું પણ જે મુદ્દો હું તમારી જાણ આગળ લાવવા માગું છું તે એ છે કે ૧૭ મી તારીખે ફરીઆદી ઈંદરજી વીસે જાણતો હતો. અને છતાં પોતે પોલીસ આગળ પોતાની જુબાની લખાવે છે. ત્યારે ઇંદરજીનું નામ બીલકુલ આપતોજ નથી. આ બન્ને શાક્ષીઓને શીખડાવવામાં આવ્યો છે. એવું કહેવામાં હું જરાયે અચકાતો નથી. અને હું એમ કહેતાં પણ અચકાતો નથી કે તે આની જે શાક્ષી પડી છે. તે એક હલકા કુતરાને પણ ગુન્હેગાર ઠરાવવા જેટલી પુરતી નથી તો એ માણસ જેવી જાતને ગુનેગાર ઠરાવવા જેટલી પુરતી ક્યાંથીજ હોય ?

રેવાશંકર ઈરાદાપૂર્વક જુઠું બોલે છે, તે કહે છે કે હું અહીણની દુકાનમાં બેઠો હતો. એ કહે છે કે રસ્તા ઉપર છોડી અને છોકરાઓને એ બોજા શીવાય બીજું કોઈ પણ માણસ નહોતું. તેમાંનો એક મગનઅલી હતો. તે તે જાણતો હતો, તેઓ હારબંધ આગળ જતા હતા. પહેલાં સામજી હતો અને તેની પાછળ મગન અને તેની પાછળ બે છોકરા જતા હતા. આ વાત ઘણી અસાધારણ છે. અને સામાન્ય અકલ કબુલ નહી કરે. આ માણસે કોઈને કદી કહ્યું નથી. અને તે કહે છે કે મને ૧૭ મી તારીખે પોલીસે બોલાવ્યો, અને તેથી મેં મારી જુબાની લખાવી.

સાક્ષીઓની ઊલટ તપાસ અને તેમના ઢંગ તમોએ જોયા છે, કમનસીબે આવા કેસમાં પુષ્કળ પક્ષપાત હોય છે. સાક્ષીઓ પક્ષપાતથી ભરપુર હોય છે અને તેઓની જુબાની નીઃપક્ષપાત હોતી નથી. જીવણલાલ તો દુકાનમાં જઈને હંમેશ આસાનીથી જ્યાં બેસતો હતો તે જગ્યા ઉપર બેસી શકત છતાં ખાસ કરીને રસ્તામાં પડેલા લોખંડના કોરગેટ પતરા ઉપર બેસવાની શી જરૂર હતી. તેણે કહ્યું કે રસ્તા ઉપર ઘણા લોકો જતા આવતા હતા, પણ રેવાશંકરે તો કોઈને જોયા નહી; એ બે આ બાબત વીસે એક એકથી ઊલટું કહે છે જીવણલાલ કહે છે કે બે પાટીદારના છોકરા બોજાઓની પાછળ જતા હતા. જે ઈસારાથી છોકરી પાછી વળી તે જાદુઈ ઈસારો તેણે જોયો નહી કે તેણે તેમને પાંચ મીનીટ પાંચ સેકન્ડ ઊભા રેતા જોયા નહી. તેઓ એકલા એક પાછળ એક જતા હતા, જ્યારે મેં જીવણલાલને પુછયું કે તમે કકલને કહ્યું હતું કે નહી તો તેણે કહ્યું કે ના. તેણે કોઈને કંઈ કહ્યુંજ નહી.

મહેરા કહે છે કે હું દુકાનેથી બજારમાં થઈને આવતો હતો અને જેવો હું રસ્તા ઉપરથી ખાંચામાં આવ્યો કે તરતજ મેં બે આરોપીઓને છોકરાને બોજા

ખાના તરફ લઈ જતાં જોયા, ખોજાખાનામાં જતાં જોયા છતાં, તેને શક પડયો નહી, પછી આ માણુસ ચુપચાપ રેલ્વે ટ્રેનમાં બેસી જાય છે, અને વીરમગામ જતો રહે છે, અને પંદરમી તારીખે પાછો આવે છે, કારણ કે તેને પોતાના ભાઈની, માંદગીને લીધે રોકાવું પડયું હતું, પછી પંદર કે વીસ માણુસના ટોળા આગળ કે જેમાંના એકેને પણુ તે કદી ઓળખતો નહોતો. તેઓ આગળ પોતે એક અઠવાડીઆ આગળ જે જોયું હતું તે જાહેર કરે છે અને છતાં તે બીજા પોલીસને જણાવતાં તે અચકાય છે, તેણે કકલ અને મણીલાલનાં નામ આપ્યાં પણ તેઓએ કહ્યું કે અમે કંઈ જાણુતા નથી. તેથી તેણે પોતાની વાત બદલી, અને કહ્યું કે પોલીસે મને કોઈ માણુસનું નામ દેવા જબરદસ્તી કરી અને તેથી જબરાઇને લીધે મેં તેમના નામ આપ્યાં, કકલ અને મણીલાલના નામ જબરાઈથી તેની પાસે દેવ-રાવવામાં ડે. સુ. પી. નો શું હેતુ હતો તે આપણે વીચારીયે, તેમનો કંઈ ખાસ હેતુ તો હતો નહી, અને જો કંઈ હેતુ નહોતો તો પછી નકામું કોઈ માણુસ ઉપર શું કરવા જબરાઈ કરે તેથી બધો ખ્યાલજ એક ઈરાદા પૂર્વકનુંજ જુઠાણું છે, અને તે કબુલ થઈ શકતું નથી. એ લોકોને હૃદયનો ડરજ નથી,

ગૃહસ્થો મેં તમને બતાવી આપ્યું છે કે અનુસાનિક પુરાવાની શંકલના ભરોસો કરવા વીશ્વાસ રાખવા લાયક નથી અને તેથી પણુ આગળ વધીને કહી શકાય કે તે પુરાવા સારૂં ઊભા કરેલા અને પઢાવેલા છે. તેથી આખા કેસને આધાર ડાકતરની જુબાની ઉપર છે. અને જો ડાકતરની જુબાની માનવામા આવે તા પ્રોસીકયુસનનો કેસ તુટી પડે છે, આ કેસ ત્રણુ ભાગ ઉપર આધાર રાખે છે એક ભાગ ચુનીલાલની લાટીથી સરૂ થાય છે બીજો ભાગ ખોજાખાનાથી અને ત્રીજો ભાગ છીપાકી તલાવડીથી શરૂ થાય છે, ખોજાખાનાનો ભાગ કેસની બહાર નીકળી જાય છે, કારણુ કે લાસ ત્યાંથી મળી નથી, અને લાસ કયાં હતી તે બતાવવા પ્રોસીકયુસને પુરાવા રજુ કર્યાં નથી. ઈંદરજીને ભલા જેહા જેવા માણુસો ઉપર શું તમે ભરોસો રાખી શકો છો? જ્યુરીના ગૃહસ્થો તમારે કેસની દરેક બાજુ ઉપર પુરો વીચાર કરવો જોઇએ. જ્યુરીની વીરૂદ્ધ પોતે બોલેલ ન હોય તેમજ વારાફરતી તેની જુબાની વીરૂદ્ધ બીજાની જુબાની વીરૂદ્ધ પડેલ ન હોય. ખાસ મુદ્દામાં પણુ બધા સાક્ષીઓની જુબાની એક એકથી જુદે પડે છે ખોજાઓ વીરૂદ્ધ આખું મહાજન એકસંપી થઇ ગયું હતું. આ હકીકત પો. સ, ઈ. ની જુબાની ઉપરથી તમને મળી આવે છે, પો. સ. ઈ. એ કબુલ કર્યું છે કે લગભગ બધા ખોજાઓ જુલાઈની ૧૮ મી તારીખ સુધીમાં પાટડી છોડી ગયા હતા.

ખોજાઓએ મહાજન વીરૂદ્ધ બે હુલડ કર્યાની ફરીયાદો નોંધાવી હતી. અને તેથી મહાજને એકદમ કામ માટે કમર કસી અને ઓર્યાના જુલાઈની ૧૭ મી તારીખે તેમને તેમની મહેનતનું ફળ મળ્યું. તેઓની વીરૂદ્ધ પહેલાંની નોંધાયેલ હુલડ કર્યાની બે ફરીયાદોનાં આ બે તોહમતદારો સાક્ષીઓ છે, તેથી તેમને કોર્ટ મારફત હેરાન કરવા તેઓ બધા એક સંપ થઇ ગયા. ચુનીલાલ વીશે આપણે આગળ વધીએ. ચુનીલાલ પોતાનો હુકો પીતો બેઠો હતો, તે દુકાનની અંદર ગયો. ત્યાં આસરે પંદરથી વીશ મીનીટ બેઠો અને પછી પાછો ફર્યો અને ચુપચાપ જે જગ્યાએ બેઠો હતો, ત્યાંજ ફરીથી બેઠો હતો અને તે વખતે ખોજાઓને કે ત્યાં રમતાં હતાં તે છોકરાંઓનો પતો નહોતો. બુદ્દર કહે છે કે મેં પાડોસમાં કઈ તપાસ કરી નહી, પણ ફરીઆદીની બૈરીએ કબુલ કર્યું છે કારણ કે કુદરતી રીતે તે પોતાના પાડોશીને પોતાના છોકરાને જોયો છે કે નહી તે વીશે પુછેજ. તેમણે ચુનીલાલને પુછ્યું તો તે થોડીવાર સુધી જવાબ આપી શકયો નહી પછી એ લોકોની વાત મુજબ ચુનીલાલે તેમને રોતાં જોયા તેથી તેણે તેમને પુછ્યું. પછીથી તેણે ખુશીથી બાતમી આપી કે મેં ખોજા જેવાને છોકરા સાથે ખોજાખાના તરફ જતા જોયા છે અને ખોજાઓ નાનાં છોકરાંઓને ઉપાડી જાય છે તેથી તેણે ખોજાખાનું જોવાની સલાહ આપી. હવે તે આરોપીઓને ઓળખતો હતો છતાં તેમના નામ તેમને તે કેમ ન આપી શકયો. આખી જમાત ઉપર આરોપ મુકવાની હીમત તેણે કરી છતાં ગંભીરપણે તમારી આગળ કહેવાની હીંમત કરી કે મને ખાત્રી નહોતી તેથી મેં મગનઅલીનું નામ આપ્યું નહોતું. હવે તમે પેલા કુકડા અને આખલાની વાત જેવું કદી માની શકો ? ચુનીલાલ તમને કહે છે કે બે ખોજાઓ હતા તેમાંનો એક મગનઅલી હતો, તેણે ફક્ત છોકરાના માબાપને નામ ન આપ્યું એટલુંજ નહી પણ પોલીસને પણ નામ ન આપ્યું. ફરીઆદી મજુખાં પાસે ગયો અને કહ્યું કે મને ખોજાખાના ઉપર શક છે, મજુખાંએ તેમ માન્યું નહી, તેઓ પોતાની વાતને વળગી રહ્યા કે; અમને વહેમ છે. ચુનીલાલે એક શબ્દ પણ મજુખાંને કહ્યો નથી, પબ્લીક પ્રોસીક્યુટર કહે છે કે ખોજાખાના આગળ સુખી ચાલાકી વાપરી ગયો- ૧૧ મી તારીખે ખોજાખાનામાં લાસ નહોતી, અને સુખીએ તેમને અવળી દીસાએ ચડાવી દેવાની યુક્તી કરી કારણ કે ખોજાખાનું બતાવવાની ના પાડવાથી તેઓનો શક વધારે મજબુત થયો. જો તે દીવશે તેણે ખોજાખાનાની જડતી લેવા દીધી હોત તો પોલીસનું ધ્યાન અવળે રસ્તે દોરવાયું નહોત ગૃહસ્થો હવે તમે ધારો છો કે કોઈ પણ માણસ અને ખાસ કરીને એક નીરદોસ માણસ પોતાની ઘરની જડતી રાજીખુશીથી લેવા દે. ચતુરને મજુખાંએ સમજાવ્યો અને થોડીવાર પછી ખોજાખાનું બતાવવાની તેણે હા પાડી આ વર-

તાલુકમાં કંઈ તાજુબી ભરેલું કંઈ નથી એમાં કંઈ પણ અસ્વભાવીક નહોતું. આમાં લુચાઇ ભરેલી ચાલાકી છુપાયેલી હતી. એવું પબ્લીક પ્રોસીક્યુટર શી રીતે કહી શકે છે ? પોતાની આટલી મગજશક્તી હોવા છતાં પબ્લીક પ્રોસી-ક્યુટર તમને કહી શકયા નથી કે આ બધો વખત લાસ કયાં પડી હતી.

છેવટમાં તમારૂં ધ્યાન એક હકીકત તરફ ખેંચું છું કે આ કેસનો આધાર અનુમાનીક પુરાવા ઉપર છે. નજરે જોયાનો એક પણ પુરાવો નથી અને આ અનુમાનીક પુરાવા પઢાવેલા છે અને માનવા લાયક નથી. સરકાર ઘણી મુદ્દાની બાબતો પુરવાર કરવામાં નીષ્ફળ નીવડેલ છે બનેલ બનાવના સત્યા સત્યનો તુલના કરનાર તરીકે તમારી રૂબરૂ જે પુરાવા રજુ કરવામાં આવ્યા છે તેમાં સારા સારની તુલના કરવી તે તમારી ફરજ છે. અને જો તમને લાગે કે આ બે આરોપીએ ગુના કર્યા વીશે તમારા મનમાં શંકા લાવવાનું જરા પણ સ્થાન છે તો "ગુનેગાર નથી" એવો નીરણય લાવીને આ આરોપીને શકનો લાભ આપવા તમને હક છે.



સે. કે. નં. ૯૩/૨૫.

# સરકાર વિરૂદ્ધ.

૧. મગન અલી.

૨. સોમજી કાસમ.

# જ્યુરીને ચાર્જ.

જ્યુરીના ગૃહસ્થો:—

તમને યાદ હશે કે, તમારા આગળ, એક ગંભીર ફરજ આવી પડી છે, ગુન્હાથી, પ્રજાને બચાવવામાં જ્યુરીએ હીસ્સો લેવાનો છે. ( મદદકરવાની )

બીજું તમારે યાદ રાખવાનું છે કે, પ્રોસીક્યુશને પોતાનો કેસ સાબીત કરવાનો છે, અને તમને સંતોષ થાય, અને શંકાને જરાએ સ્થાન ન રહે, એવી રીતે કેસને સાબીત કરવો જોઇએ આ વિશે ઇંડીઅન એવીડન્સ એકટની થીએરી ( હીંદી કાયદો ) તમે યાદ રાખશો ( અહીં જ્યુરીને થીએરી સમજાવવામાં આવી ) જરા શંકા ઉપર તમારે દોરવાઈ જવાનું નથી, અને જો તમને શંકા હોય તો, તે શંકાનો લાભ આરોપીઓને આપવો જોઇએ. હવે બનેલ બીનાઓની સત્યા સત્યનો તમારો નિર્ણય કરવાનો છે, કાયદાની બાબતમાં તમારે મારૂં કહ્યું કબુલ કરવાનું છે, અને પુરાવા તથા કાયદો હું તમારી આગળ રજુ કરૂંછું, તે ઉપરથી તમારે હકીકત નક્કી કરવાની છે, ક્રીમીનલ પ્રોસીજર કોડ કહે છે કે, કોઈ પણ હકીકત ઉપર જ્યુરીને જજ પોતાનો મત આપી શકે, પુરાવા ઉપર ચર્ચા કરતી તખતે, હું મારો મત આપું, પણ નિર્ણય તમારે કરવાનો છે, મને તો ફક્ત મારો અભીપ્રાય આપવાનોજ હક છે.

આ કેસમાં કાયદો ઘણો સરળ છે છતીયાને તેના બાપની કાયદેસરની દેખરેખમાંથી ( વાલીપણામાંથી ) હરણ કરી જવાનું તહોમત આ આરોપીઓ ઉપર મુકવામાં આવ્યું છે, વળી તેને મારી નાખવા માટે તેનું હરણ કરવામાં આવ્યું

હતું, અને ( ત્રીજો આરોપ એ કે ) તેનું મોત નીપજાવીને તેનું ખુન કર્યું. કાયદેસરની દેખરેખમાથી હરણ કરી જવું એ એક નાનો ગુન્હો છે જો ૩૬૪ મી કલમ પ્રમાણે ગુન્હો ન સાબીત થાય તો ૩૬૩ મી કલમનો આસરો લઈ શકો છો તેમાં ફક્ત હરણ કરવાનું છે, ( ૩૬૪ મી કલમ જ્યુરીને વાંચી બતાવી અને સમજાવવામાં આવી, અને ૩૬૩ મી કલમ પણ ).

આ કેસમાં આરોપીઓ ઉપર મરનારને કાયદેસરના દેખરેખમાંથી હરણ કરી જવાનો આરોપ મુકવામાં આવ્યો છે તેની વ્યાખા ૩૬૧ મી કલમમાં છે, એવું કહેવામાં આવે છે કે આ બે છોકરાઓને તેમના ઘેરથી એટલે તેમના માબાપની દેખરેખમાંથી આ બે આરોપી ફોસલાવીને લઈ ગયા, પછી એવો આરોપ છે કે તેનું ખુન કર્યું, અને એ ખુનમાં આ આરોપીઓનો હાથ છે. જરા પણ શંકાને સ્થાન મલ્યા સીવાય આ કેસ પુરવાર થાય છે કે નહી, તે નક્કી કરવાનું તમારૂં કામ છે, ખુન કર્યાના દર્શનીક પુરાવા નથી, પણ કેટલીક બીનાઓ અને સંજોગો ઉપરથી છોકરાનું ખુન કરવામાં આવ્યું છે, એવું અનુમાન કરવાનું પ્રોસીક્યુશન તમને કહે છે, અને એ ખુનમાં આ આરોપીઓનો હાથ હતો. તેથી ખુનનો સવાલ સરળ છે છોકરાનું ઈરાદા પુર્વક ખુન કરવામાં આવ્યું હતું, તેવું ફક્ત કહેવામાં આવે છે, અને જો ઈરાદા પુર્વક મારી નાખવામાં આવ્યો હોય તો તે ખુન કહેવાય, અને તે માટે કાંઈ અપવાદ નથી, બચાવ તરફથી એવું કહેવામાં આવે છે કે, આ આરોપીઓએ છોકરાનું ખુન કર્યું નથી સાધારણ રીતે પહેલો વિચાર ડાકટરની જુબાની ઉપર કરવાનો છે ઝાડીમાં લાસને પડેલી પંચને, દેખાય છે, અને લાસ સડતી માલમ પડે છે ચામડીમાં કેટલાક ગોળ કાણાં હતાં. પંચે આ કાંણાં જોયાં અને પોતાના જ્ઞાન પ્રમાણે તેમને ઘણાં ઉંડાં માલમ પડયાં, તમો જોશો કે ઉલટ તપાસમાં ડાકટરની જુબાની તુટી ગઈ હતી, કારણ કે ડાકટરને કબુલ કરવું પડયું હતું કે, આવા ગોળ કાણાં ચામડીમાં પડવાં અને આ કેસમાં જેવાં છે તેવાં રાખવાં ઘણું મુશ્કેલ છે.

તેણે કબુલ કર્યું કે, જીવાત આવાં ગોળ કાણાં પાડે છે, તે મશહુર છે. ડાકટરની જુબાની પ્રમાણે આ કાંણાં મોત નીપજાવવા જરાએ પુરતાં નથી, મોતના કારણ વિશે તો લાસ ઉપર લોહીના નીશાન નહોતાં, ગુંગળાવવાના ચીન્હ નહોતા, પણ ડાક્તર કબુલ કરે છે કે કંઈ પણ નીશાની થયા સિવાય ગુંગળાવી મારી શકાય, ગુંગળાવીને મારવામાં કંઈ પણ નીશાની તો રહે એવું સમજાવવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ નાના છોકરાને ગુંગળાવીને મારી નાખવો એ બહુજ સહેલું છે એમ સામાન્ય અક્કલ સમજી શકે છે, [illegible]

અનુમાનીક પુરાવા છે, અને કેસના આ ભાગમાંજ પ્રોસીક્યુશને ઘણી નબળાઈ બતાવી છે ખોજાઓનો હાથ છે, એવી અફવા ૧૨ મી તારીખે તો ઠસી ગઈ હતી પોલીસ ત્યાં ગઇ દરેકના મન ઉપર ઠસી ગયું હતું કે ખોજાઓ છોકરાને લઇ ગયા. પોલીસે આખું કમ્પાઉન્ડ જોવું જોઇએ એમ તમો આશા રાખી શકો પહેલા ગુંડાની પાસેથી થઇને ગાડું કેમ ગયું તે બીનાઓ ઉપરથી તમને કહેવામાં આવ્યું છે, તેથી ગાડું આગળ ગયું અને ફરીને પાછું ઊપર આવ્યું, દેખીતી રીતે ગાડામાં કોઇ હોવું જોઇએ એવું અનુમાન કરવામાં આવ્યું, આવું અનુમાન કરી શકાય એમ હું નથી માનતો, હું જે હકીકત તમને કહું છું તે માટે પુરાવો નથી, એવું મી. જીનાનું કહેવું ખરૂં છે, લાસ ઉપર નીશાન વિશે મારે તમને કહેવું ન જોઇએ પછી તેજ વિષયમાં થોડી વાર પછી ગાડું જોવામાં આવે છે, ૧૩ મી તારીખે ગાડું મલે છે, પોલીસે ગાડાને બહાર પકડયું તે ગાડા ઉપર લોહી જેવાં નીશાન હતા એ અનુમાનીક પુરાવો છે. તે ગાડાનો માલીક જેઠો છે, પ્રોસીકયુશન કહે છે કે તે સાચુ નહી બોલે, પણ તે માટે કંઇ કારણ આપતા નથી, ગાડું ત્યાં કેમ આવ્યું તે સમજાવવાની ખોજાને તક આપવામાં આવી નથી, ખોજા ખાનાની જડતી લીધી એ બીજો અનુમાનીક પુરાવો છે ૧૧ મી તારીખે ખોજાઓએ જે વર્તણુક ચલાવી તેના વચ્ચેના સંધાણ તરીકે છે. ખોજાઓએ ખોજાખાનાની જડતી લેવા વાંધો ઉઠાવ્યો એમ કહેવામાં આવે છે, જો તમને એવી ખાત્રી થાય કે, ખોજાઓ ઉપરનો આ કેસ તદન ખોટો છે તો કોઈ પણ આબરૂદાર માણસ પોતાના ધર્મની જગ્યામાં બીજાને આવવા દેવા વાંધો લેવા બંધાએલ છે, એમ તમે વીચારી શકો છો, અને ખાસ કરીને જ્યારે તેને સંડોવવાની જરાએ કારણ ન હોય તો તે ગુસ્સે થાય, અને ધર્મની જગ્યા ઉઘાડી આપવાં વાંધો લે, આ વાતને નજીવી ગણી કાઢવા, પ્રોશીકયુશન પ્રયત્ન કરે છે, પણ પોલીસને ફરીઆદ કરી તે ઉપરથી માલમ પડે છે કે ખોજાખાનાની જડતી લેવા કંઈ હુલ્લડ જેવું હતું ખરૂં. હુલ્લડ ખોજાખાનાની અંદર નહોતું, એવા પુરાવા છે, હુલ્લડમાં બે માણસને ઇજા થઈ છે, ખોજાખાનાની જડતી માટેની જુબાનીઓ, એક એકને મળતી નથી, એ વિશે મારે હમણાં કહેવું ન જોઇએ. ૧૨ મી તારીખે જ્યારે ફરીઆદ કરી, ત્યારે ખોજાખાનાની જડતી લેતાં કંઈ હરકત થઈ એવું કંઇ કહેવામાં આવતું નથી હવે એવું કહેવામાં આવે છે કે, ખોજાખાનાનો કેટલોક ભાગ જોવા દેવામાં નહોતો આવ્યો તેમ કહેવામાં આવે છે, પણ પોલીસે બધું ખોલી જોયું તો કંઇ ફરક પડતું નહોતું. ખોજાખાનાની જડતી વિશે મારે કંઇ કહેવાની જરૂર નથી, છાપાનો લોહીવાળો કકડો પોલીશને મલ્યો તે વિશે કંઇ ખુલાશો નથી, પ્રોસી-

ફરીઆદીને પોતાનો કેસ પુરવાર કરવાનો છે અને તે ઉપર આધાર રાખવો તે તમારૂં કામ છે, ત્યાં કંઈ મારા મારી થઈ હતી, અને લોકોને ઈજા થઇ હતી. એવી જુબાની પડી છે.

આ કેસના બીજા મુદ્દા ઉપર હું આવું છું, છોડી પારવતીની જુબાની ઉપર આવી જાતના કેસમાં પોલીસે સત્ય શું છે તે ગોતી કાઢવું જોઇએ, આ કેસમાં છોડી પણ પોતાની જુબાનીમાં તૂટી જાય છે જ્યારે તેના માબાપ ઘેર આવ્યા ત્યારે છોકરાને કયાંથી ઉપાડી ગયા, તે જોવા ગયા નહી, તે એક નાની ( જુવાન ) છોડી છે અને તે વખતે તેનું મગજ ઘણું ઉશ્કેરાએલ હોવું જોઇએ, તેમજ બનેલ બનાવ માટે ઘણીજ દીલગીર હોવી જોઇએ, તે ઘણીજ બીકણ છે અને તેની હાલ ચાલ પણ તેવીજ છે, આમ તેમ ભટકવામાં ( છોકરીના ) માબાપે ઘણો વખત ગુમાવ્યો, જ્યારે ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રીટેન્ડન્ટ આવ્યા ત્યારે હીંદુઓ ચીડાયા હતા, અને કેસમાં ઘણોજ રસ લેતા હતા, ડીસ્ટ્રીકટ પોલીસ સુ. કહે છે. તેણે જાહેરમાં તપાસ ચલાવી હતી, આ ઝગડો મહાજન અને આરોપીઓ વચ્ચે નથી. પણ સરકાર અને આરોપી વચ્ચે છે, અને સત્ય ગોતી કાઢવાની પોલીસની ફરજ હતી, એક નાના છોકરાનું ઘણુંજ ત્રાસદાયક ખુન થયું હતું. અને તપાસ પાછળ અને સત્ય શોધવા પાછળ પડવાને બદલે લોક લાગણી ઉપર પોલીસ દોરવાઈ ગયા દેખીતી રીતે મારે સાધારણ ટીકા કરવાની છે, હવે આપણે શાક્ષી તરફ જોઇએ અને જુબાની લેતી વખતે આ કેસમાં પ્રાટડીના હીંદુઓએ ઘણો રસ લીધો છે તે તમને યાદ હશે અને આ સાક્ષીઓ પઢાવેલા દેખાતા હતા કે નહી તે તમે પોતાના મનને પુછશો, ઘણા વખત પછી તેઓ સ્વભાવીક રીત પ્રમાણે આગળ આવ્યા, અલબત પહેલા શાક્ષીઓ ફરીઆદી અને તેની સ્ત્રી છે, ૧૨ મી તારીખે ફરીઆદ અરજી લેવામાં આવી, અને તેજ દીવસે, પોલીસ હેડ કોન્સટેબલે પોતાનો રીપોર્ટ તૈયાર કર્યો, આપણને બીજો શાક્ષી રજુ કરવામાં આવ્યો તે ભલો છે, તેનું ખેતર ગુંડાવાળી જગ્યાએ જતાં રસ્તામાં છે. ૧૫ મી તારીખ સુધી ભલાની જુબાની પોલીસે લીધી નહીં ૧૨ મી તારીખે લાસ મલી તેથી તેને ૧૫ મી તારીખે તપાસવામાં આવ્યો, છોકરાને ક્યાંથી લઈ ગયા તે છોકરીએ બતાવી એમ કહેવામાં આવે છે. ડે. પો. સુ. કહે છે કે મેં ૧૪ મી તારીખે છોડીને પુછયું હતું કે તે વિશે કોઈ જાણતું હતું કે નહી તો તે વિશે કોઈ જાણતું નહોતું તે પછી ૧૭ મી તારીખે બીજા ત્રણ શાક્ષીઓની જુબાની છે. ફરીઆદીએ મફા અને જીવણલાલના નામ આપ્યાનું કહે છે તેઓ ૧૭ મી તારીખે કેસમાં સામેલ થાય છે, ૨૦ મી તારીખે મુળજી શાક્ષી તરીકે આવે છે સબ. ઈન્સ્પેક્ટર કહે છે કે મેં ફરીઆદીના પાડોશીને

બોલાવ્યા હતા, એ ગુન્હો બન્યા પછી આઠ દીવસ પછી થયું, કેસમાં આ શાક્ષીઓ છે હું નથી ધારતો કે પોલીસ આ કેસમાં પુરાવા ઉભા કરે છે એવું તમને જણાઇ તેવું કંઈ પણ હોય, પણ મેં કહ્યું તેમ તેઓ શક લાવવાને કારણ છે બીજી બાબત પાડોસી પાસે તપાસ કરવાની છે અને કોઈ જાણે છે કે નહી તે જોવાની છે ભુદરની વાત તમને યાદ છે કે તે પોતાનું ગાડું હાંકતો હતો અને બપોરે તેણે પોતાના છોકરાને જોયા હતા પછી તેની સ્રી સાંજે ૪ વાગ્યે આવી અને કહ્યું કે છોકરો હાથ આવતો નથી વધુ તપાસ માટે તે મજુખાં પાસે ગયો અને મેં તમને જણાવ્યું તે પ્રમાણે ખોળખાનું જોવા માટે દબાણ કર્યુ પછી બીજે દીવસે તો અફવા આવી કે લાસ મળી આવી છે તેઓ તલાવડીએ ગયા અને છીપાકી તલાવડીએ પંચનામું થયું ચુનીલાલે મગન અલીનું નામ આપ્યું ( તેની જુબાની વાંચી સંભળાવી ) ફરીઆદ અરજીમાં તેણે ચુનીલાલનું નામ બીલકુલ આપ્યુંજ નથી તે કહે છે કે મને ખાત્રી હોત તો નામ આપત અને પછી નીચલી કોરટમાં કમીટ કરનાર માજીસ્ટ્રેટ આગળ ( ફરીઆદી ) કહે છે કે ચુનીલાલ મને બીજે દીવસે સવારે મળ્યો નીચલી કોરટમાં મી. જોશી તેના ( વકીલ ) હતા.

આ કોરટમાં છોડી કહે છે કે અમારી પાસે એક છોકરો આવ્યો અને કહ્યું કે ડાળીઆ આપું અને થોડે દુર ગયા પછી મને ( છોડીને ) પાછી કાઢી મુકવામાં આવી.

બીજી જુબાની ફરીઆદીની સ્રીની છે તે કહે છે કે મને છોડી પાસેથી ખબર મળ્યા કે છોકરો ખોવાયો છે અને છોડી ( પારવતી ) ખોળખાના તરફ બતાવતી હતી. ( તેની જુબાની વાંચી સંભળાવી અને ચર્ચા કરી ).

ચુનીલાલની જુબાની વાંચી સંભળાવી.

પારવતીની જુબાની ઘણી જરૂરની છે બીજો શાક્ષી રેવાશંકર છે ( જુબાની વાંચી સંભળાવી ) જીવણલાલ કહે છે કે હું અફીણ લેતો નથી મારૂં ઘર નજીક છે માટે ત્યાં બેસુંછું તેની જુબાની વાંચી સંભળાવી રેવાશંકર અને જીવણલાલ બન્ને મીત્રો છે તેની જુબાની વાંચી સંભળાવી.

મકાભાઇની જુબાની વાંચી સંભળાવી તેની વાત જો સાચી હોય તો ઘણી ઉપયોગી છે, પણ જણાવ્યા પ્રમાણે તે ઘણીજ અશક્ત છે તેથી ૧૫ મી તારીખ સુધી પોલીસે તેની જુબાની કેમ ન લીધી તેનું કારણ તેણે સમજાવવું જોઇએ.

સાક્ષી ભલાની જુબાની વાંચી સંભળાવી.

બીજો શાક્ષી ૨૧ મી તારીખ સુધી તપાસવામાં આવ્યો નહોતો.

બીજો શાક્ષી ચાંદો ૧૧ મી તારીખે ખોજાખાનાની જડતી લીધી તે વિશે કહે છે, પંચની જુબાનીઓ ઉપર ચર્ચા થઇ છે. આરોપીઓ પોતાના ઉપર તહોમત મુકવામાં આવ્યું છે તે જો ઇનકાર કરે છે ફક્ત એટલું કહે છે કે ત્યાં તોફાન થયું હતું આરોપી નં ૧ કહે છે કે ખોજાખાનાની જડતી લેવામાં આવી હતી અને મને માર પડયો હતો અને તેથી મારા વિરૂધ્ધ શાક્ષીઓ જુબાની આપે છે, આરોપી નં. ૨ કહે છે કે હું નિર્દોષ છું.

---

## આ કેસમાં બેઠેલા જ્યુરરોનાં નામ અને તેમનાં અભિપ્રાયો.

૧. નંદુભાઈ મંછારામ ફોરમેન.
૨. રૂસ્તમજી સોરાબજી પંથકી.
૩. એરચશા ધનજીશા.
૪. જાલ હોરમસજી કાંગા.
૫. પાલનજી જમશેદજી મહેતા
૬. ફરામ રોજ માણેકજી.
૭. અબ્દુલ રહેમાન ( ડે. સ્ટેશન માસ્તર ).
૮. હીરાલાલ બ્રીજલાલ,
૯. ચીમનલાલ ચુનીલાલ દલાલ.

ના. જજે સમીંઝપ કર્યા પછી જ્યુરી પોતાના અભિપ્રાય જાહેર કરવા સારૂ ખાનગી મસલત માટે ઉઠી હતી. મસલત લગભગ અર્ધો કલાક થયા પછી જ્યુરી કોરટની અંદર આવી. ત્યારે ના. જજે પૂછયું કે ખુનનાં આરોપ માટે તમારા બધાનો શો અભિપ્રાય છે?

મી. નંદુલાલે જણાવ્યું કે, અમારામાં મતભેદ પડયા છે, સાત જણ નિર્દોષ કરે છે. જ્યારે બે જણાં ગુનેગાર ઠરાવે છે.

બાદ ઈ. પી. કો. કલમ ૩૬૩–૩૬૪ માટે રા. બા. ગીરધરલાલે ના. જજને જણાવ્યું કે, કાયદા પ્રમાણે ૩૬૩ એટલે મનુષ્ય હરણ અને ૩૬૪ એટલે ખુન કરવાનાં ઇરાદાથી મનુષ્ય હરણ એમ છે. માટે આ બે કલમો માટે જ્યુરીનો એકત્ર મત નહિં લેતાં જુદો જુદો અભિપ્રાય લેવો જોઇએ. કાયદાની રૂએ ૩૬૪ કલમનો સમાવેશ કલમ ૩૬૩ માં થઇ જાય છે. ના. જજે રા. બા. ગીરધરલાલની સુચના મુજબ દરેક જ્યુરરનો જુદો જુદો અભિપ્રાય નીચે મુજબ નોંધ્યો હતો.

૧. મી. નંદુભાઈ ફોરમેને જણાવ્યું કે, મરનાર છોકરાની બેને જુબાનીમાં જણાવ્યું કે જે જગોએથી આ છોકરાને લઇ જવામાં આવ્યો. ત્યાં અમને અમારા માબાપ તરફથી રમવા જવા માટે મનાઇ હતી તેથી હું એમ કહું છું કે, આ છોકરાનું ખુન કરવા માટે લઈ જવામાં આવ્યો છે તેથી મનુષ્ય હરણની કલમ ૩૬૩ મુજબ ગુનેગાર છે.

૨. મી. પંથકી—બીન ગુનેગાર છે. કારણ કે કોરટમાં જે શાક્ષીઓ આવી ગયા છે. તેમાં તેઓ માનતા નથી.

૩. મી. એરેચશા—મારા મિત્રે મી. પંથકીનાં કહેવા મુજબ હું મારો અભિપ્રાય જાહેર કરૂંછું.

૪. મી. જાલ કાંગા—ઉપર પ્રમાણે.

૫. મી. પાલનજી—ઉપર પ્રમાણે.

૬. મી. ફરામ રોજ—ઉપર પ્રમાણે.

૭. મી. અબ્દુલ રહેમાન—તહોમતદાર નં. ૧–૨ એવી ગરીબ સ્થિતિનાં નથી કે જેથી તેઓ બે કે ત્રણ રૂપિયાનાં રૂપાનાં કડલાં માટે ખુન કરે. ઉપરાંત ફરીઆદ પક્ષ ( પ્રોસીકયુશન ) તરફથી પોતાનો કેશ સાબીત કરી શકી નથી.

૮. મી. હીરાલાલ—હું મી. નંદુલાલ. ( નં. ૧ લા ) પ્રમાણે મારો મત જાહેર કરૂંછું.

૯. મી. ચીમનલાલ—આ બાબતમાં શાક્ષીઓમાં પણ મતભેદ છે. તેથી તે બંને તહોમતદાર બીન ગુનેગાર છે.

તા. ૨૭ મીએ જ્યુરીએ ૭ વિરૂદ્ધ ૨ મતે તહોમતદારો ( ૧ ) મગન અલીભાઈ ( ૨ ) સોમજી કાશમને ખુન કરવાનાં આરોપ માટે ઇ. પી. કો. કલમ ૩૦૨ માટે નિર્દોષ જાહેર કર્યા હતા. ત્યારબાદ ના. જજે એસેસરો તરીકે અભિપ્રાય માગી. તેમનાં મતને મળતા થઈ બંને તહોમતદારોને નિર્દોષ જાહેર કરી છોડી મુકયા હતા. અને તા. ૧૮ મીએ જજમેન્ટ આપવાનું જાહેર કર્યું હતું. તે નીચે પ્રમાણે છે.

સ. કે. નં. ૯૩/૧૯૨૫.

# સરકાર.

વિરૂદ્ધ.

૧. મગન અલી.

૨. સોમજી કાસમ.

## જજમેન્ટ.

આરોપીઓ મગન અને સોમજી ઉપર ઈંડીઅન પીનલ કોડની ૩૬૩, ૩૬૪ અને ૩૦૨, કલમો પ્રમાણે તહોમત મુકવામાં આવ્યા હતા છેલા તહોમત માટે જ્યુરીને તેઓ નિર્દોષ માલમ પડયા છે, અને જ્યુરીના મતથી વિરૂદ્ધ પડવાનું કોરટને કંઈ કારણ નહી હોવાથી તેમને છોડી મુકે છે, આ જજમેન્ટ ૩૬૩, ૩૬૪, ની કલમો પ્રમાણેના ગુન્હા માટે છે આ ગુના માટે એસેસરો તરીકે જ્યુરરો સાત વિરૂદ્ધ બે મતની વધુ મતેથી આરોપીઓને નિર્દોષ ઠરાવવામાં આવે છે પ્રોસીકયુશન જે બાબતો કહે છે તે પુરવાર કરવામાં આવે તો જો ૩૬૪, મી કલમ પ્રમાણે ખુન કરવાના ઈરાદાથી કાયદેસરની દેખરેખમાંથી માણસનું હરણ કરી જવાનો ગુનો થાય છે, છતીઆ નામના ફરીઆદીના પાંચ વરસના છોકરાને તેની કાયદેસરની દેખરેખમાંથી દાળીઆ આપવાનું કહીને ફોસલાવીને તેઓ ઉપાડી જવાનું કહેવાય છે તે છોકરાને પાટડીના મુખ્ય રસ્તેથી તેઓ ખોજાખાને લઈ ગયા એમ કહે છે, ત્યાં તેને મારી નાખવામાં આવ્યો એમ ધારવામાં આવે છે તેની લાશ બે દિવસ પછી છીપાકી તલાવડીએ સવારમાં વહેલા ગાડામાં લઈ જવામાં આવી અને તેના ઉપર કાંટા નાખવામાં આવ્યા પ્રોસીકયુશનના શાક્ષીથી એમ હકીકત સુઝવાય છે કે કેટલીક ક્રીયાઓ વખતે માણુસના લોહીમાં ચોખા પલાળવા ખોજાઓ માણુસનો ભોગ આપે છે, અલબત આ એક સુચના છે છોકરો પોતાના ઘર આગળ રમતો હતો ત્યારે પણ તે તેના બાપની દેખરેખ નીચે ગણાય જે જગ્યાએ તેના બાપનો કબજો ન હોય એવી જગ્યાએ ફોસલાવી જવામાં આવે તો તેના બાપની કાયદેસરની દેખરેખમાંથી ખસેડ્યો કહેવાય અને તેથી તેનું હરણ કર્યું કહેવાય.

ગયા જુલાઈ માસની ૧૦ તારીખે ગુનો બન્યાનું કહેવામાં આવે છે પોલીસે તે સાંજે અને બીજે દીવસે સવારે તપાસ કરી અને ખોજા વિરૂદ્ધ આવી અફવાઓને લીધે ૧૧ મી તારીખે સાંજે ફરીઆદીએ ખોજાખાનાની જડતી લેવરાવી ૧૨ મી તારીખે લાસ મલી આવી અને તે સાંજે ૫ વાગ્યે પંચનામું થયું પંચનામા પછી ફરીઆદીને પાછા લઈ જવામાં આવ્યો અને ગામમાં પાછા આવ્યા પછી ગામના ( પોલીસ ) હે. કોનસ્ટેબલે ચુનીલાલ સાક્ષીની જુબાની લીધી.

ચુનીલાલની વખાર ફરીઆદીની સામે છે અને હવે કહે છે કે મરનાર છોકરો અને તેની સાત વરસની બેન એમ બંને છોકરાઓને પોતાની વખાર સામે જોયા હતા અને પહેલા આરોપી નં. ૧ લાને તે પહેલાંથી ઓળખતો હતો તેને બીજા આરોપીને કે જેને જેણે પછીથી બતાવ્યો એમ બે ખોજાઓને તેમની ( છોકરાઓની ) પાસે ઉભેલા જોયા, ફરીઆદીની સ્ત્રીની ૧૩ મી તારીખે જુબાની લેવામાં આવી હતી. છોકરાને કયાં લઈ જવામાં આવ્યો હતો, અને છોડીને કયાંથી પાછી વાળવામાં આવી હતી, તે મરનાર છોકરાની સાત વરસની બેન પારવતીને બતાવવા કહ્યું, આ જગ્યા પાંચ હાટડી કહેવાય, અને ત્યાં ચાર રસ્તા ભેગા થાય છે, બજારમાં સ્વભાવીક રીતે એ ઘણો ગડદી વાળો ભાગ છે તે દીવસે અને તેના પછીના દીવસે પોલીસે ત્યાં ઉભેલા માણસોને પુછયું કે, કોઇ આ ગુના વિશે કાંઈ જાણે છે પણ કંઇ બાતમી મલી નહી તે દરમ્યાન ૧૧ મી તારીખે સાંજે જ્યારે ખોજાખાનાની જડતી લેવામાં આવી ત્યારે, હુલ્લડ કર્યાની ફરીઆદ, કેટલાક ખોજાઓએ હીંદુઓ સામે કરી ૧૪ મી તારીખે તો હીંદુઓ અને ખોજાઓ વચ્ચે દેખીતીરીતે લાગણીઓ ઘણી ઉશ્કેરાઈ ગઈ હતી, ખરેખર પો. સ. ઈ. કહે છે કે ૧૭ અને ૧૮ મી તારીખે તો લગભગ બધા ખોજાઓ આ તકરારને લીધે પાટડી છોડી ગયા હતા, છીપાકી તલાવડીના રસ્તે આવેલા ખેતરોનાં માલીકોને ૧૫ મી તારીખે પુછવામાં આવ્યું અને ભલાની જુબાની ( આં. ૧૮. ) મળી આવી ફરીઆદીના કહેવા પ્રમાણે ૧૬ મી તારીખે તેણે સાંભળ્યું કે ઈદરજી પણ કંઈ જાણે છે, પણ આ વિશે તેણે પોલીસને કંઈ કહ્યું નહી આખરે ૨૧ મી તારીખે પોલીસે ઈદરજીની જુબાની લીધી ભલાનું હવે એમ કહેવું છે કે ૧૨ મી તારીખે વહેલા સવારે તેણે ઈદરજીને છીપાકી તલાવડી તરફ ગાડું લઇ જતાં જોયો અને ત્યાર બાદ અડધો કલાક પછી આરોપી નં. ૨ અને તેના ભાઇને તેજ દીશામાં બીજું ગાડું લઇ જતાં જોયા, અને ગાડામાં એક પોટલું હતું, અને ત્યારબાદ અડધો કલાક પછી આરોપી નં. ૨ અને તેના ભાઇને ગાડામાં પાછા આવતા જોયા તે વખતે ગાડામાં

પોટકું નહોતું ( છીપાકી ) તલાવડી પાસે આરોપી નં. ૨ અને તેના ભાઇએ લાસને મુકી હતી, એવું બતાવવાનો આ શાક્ષીનો હેતુ છે. ઈદરજી કેસને જરાક આગળ જાય છે અને સોગંદ ઉપર કહે છે જ્યાં લાસ મલી આવી તે જગ્યાએ આરોપી નં. ૨ ના ભાઇને ગાડું છોડતાં અને આરોપી નં. ૨ ઉભેલા જોયા હતા, મેં કહ્યું છે તેમ આ પુરાવો ૨૧ મી તારીખ સુધી મલી આવ્યો નહોતો, તે દરમ્યાન ૧૭ મી તારીખે ફરીઆદીએ મફા ( આં. ૧૭ ) નું નામ આપ્યાનું કહેવામાં આવે છે અને તેથી નવા ત્રણ શાક્ષીઓ નામે મફો ( આંક. ૧૭ ) રેવાસંકર ( આંક ૧૧ ) અને જીવણુલાલ ( આંક ૧૨ )ની જુબાનીઓ લેવામાં આવી છે છેલ્લા બે શાક્ષીઓ જુબાનીમાં જણાવે છે કે તેમણે બે ભાઇઓને ( આરોપીઓને ) પાંચ હાટડી આગળ છોડી પાસેથી છોકરાને લઈ જતા જોયા અને મફા સોગંદ ઉપર કહે છે ત્યાર બાદ થોડા વખત પછી બે આરોપીઓ છોકરાને ખોજાખાનામાં લઈ જતાં નજરે જોયા, અનુમાનીક પુરાવામાં તો. ૧૪ મી તારીખે પોલીસને ખોજાખાનામાં લોહીના ડાઘવાળો છાપાના કાગળનો ટુકડો મલ્યો અને ૧૩ મી તારીખે એક જેહા ખોજાના ગાડા ઉપર લોહી જેવા ડાઘ હતા તેથી તે ગાડું કબજે લીધું, કાગળના ટુકડા ઉપર માણસનું લોહી છે એવું સરટીફીકેટ આવ્યું છે, અને ગાડાં ઉપર લોહીના ડાઘ એવી હાલતમાં છે. કે શેનું લોહી છે તે કહી શકાય નહી એવું સર્ટીફીકેટ આવેલ છે. ગુંડાંવાળી જગાએ બુટ પહેરેલ પગનાં નીશાન છે અને પગી કહે છે કે તે એકજ માણસના પગનાં નીશાન છે વળી જ્યાં લાસ પડી હતી ત્યાં થઇને ગાડું ગયાના પૈડાના નીસાન છે અને જે નીશાન આગળ ગયાના અને પછી પાછા ફર્યાના અને ગાંમ તરફ જવાના નીશાન છે.

આ કેસમાં છોકરીની જુબાની ઘણી અગત્યની છે, મને તે ઘણી સમજદાર ઘણી ડરકણુ અને જુઠી છોકરી માલમ પડે છે તેના કહેવા ઉપરથી પ્રોશીક્યુશન પ્રમાણે છોડી પાસેથી છોકરાને પાંચ હાટડીથી લઈ જવામાં આવ્યો હતો કે ગામના દરવાજા બહાર કોઈ જગ્યાએથી લઇ જવામાં આવ્યો હતો તે મારા મનથી કહેવું અશકય છે ગમે તેમ પોતાના ઘેરથી દુર રખડવા જવું નહી એવા માબાપના હુકમનો અનાદર કર્યો હતો અને એ હુકમના અનાદારને લીધેજ તેના નાના ભાઇએ જીવ ગુમાવ્યો મને એમ લાગે છે કે પોલીસે કોઇ સમજદાર સ્રીની મદદથી છોડીની બીકને શાંત કરી તેની પાસેથી સત્યને મેળવવા બને તેટલા પ્રયત્ન કરવા જોઈતા હતા, હીંદુની લાગણીઓ ઉશ્કેરાઇ અને વળી ચર્ચાઇ તે પહેલાં છોડીએ પાંચ હાટડીનું કહ્યું કે કેમ તે બનું શક ભરેલું છે તેના ભાઈથી તે ક્યાં આગળ જુદી પડી તે જગ્યા બતાવવા માટે

તેના માબાપ તેને લઈ ગયા નહી અને આ પહેલીજ બાબત થવી જોઈએ કોઈ પણ ધારી શકે આનું કારણ એવું આપવામાં આવે છે કે કોઈએ નાની ઉમરનો લાભ લીધો, અને રોઈ અને પોતાના હાથથી ઘણું કરીને દીશા બતાવ્યા સિવાય બીજી કાંઈ પણ બાતમી આપી નહી પાંચ ૬ આગળ થયેલ પંચનામાને હું કશી અગત્ય આપતો નથી, ડાકટરની જુબાની છે કે મોત શાથી નીપજ્યું તે કહી શકાતું નથી. માથાની ચામડીમાં ન ગોળ કાંણાં હતાં ડાકટર કહે છે કે તે ખીલાથી પડયા હોય, પણ મારા મન આ અભિપ્રાય નકામો છે તે કાંણાં કોઈ જંતુઓએ પાડયા હોય તે વધા વધારે છે, ખોજાઓએ છોકરાના માથામાં ખીલા મારી લોહી કાઢી લીધું એવું ગામમાં ચાલેલ વાત બીલકુલ નભી શકતી નથી.

પ્રોસીકયુશનની એક બીજી ભુલ એ છે કે જેણે લાસને જોઈ તેને રજુ કર્યો નથી, તેમ કોના પગલાં હતાં તે માણસને શોધી કાઢવા તેમજ તલાવડીની આસપાસ શીવાય બીજે ઠેકાણે તે પગલાં છે કે નહી તે શોધી કાઢવા પ્રયત્ન કર્યો નથી તે પગલાં બીજી જગ્યાએ મળી આવે તે સંભવીત છે તેથી તે ખુટનો માલીક ત્યાં ચાલીને આવ્યો કે ગાડામાં બેસીને આવ્યો તે કહી શકાય.

ત્યાં ગાડાના પૈડાના નીશાન હતાં. એવું ધારી લેવું એ એકદમ નિર્ણય ઉપર કુદી પડયા બરાબર છે, પુરાવામાં છે કે ખોજાઓ પાસે બે ગાડા છે તેમાં એક ચાલતું નથી. ભલા શાસ્ત્રીએ કહ્યું કે, આરોપી નં. ૨. અને તેના ભાઈનું ગાડું હતું, એમ ઓળખ્યું તે ખોટું કહે છે, દેખીતી રીતે તે ગાડું ચાલતું નહોતું પોલીસને જે ગાડા ઉપર શક ગયો, તે એક જેહાનું ગાડું છે. પ્રોસીકયુશને જેહાને બોલાવવો જોઈતો હતો, અને તેનું ગાંડું ત્યાં શી રીતે ગયું તે સમજાવવાની તેને તક આપવી જોઇતી હતી, કોઈ ગાડા વાળાએ લાસને પહેલાં જોઈ એ બનવા જોગ છે.

૧૧ મી તરીખે ખોજાખાનાની જડતી વિશે, તો તેઓએ પોતાની પવીત્ર જગા બતાવવા પહેલાં નાં પાડી તેથી ખોજાઓ વિરૂદ્ધ કંઈ અનુમાન લઈ શકાય નહી, ખોજાઓ ગુનેગાર છે એમ ધારીએ તો આવું અનુમાન લઈ શકાય, ખરી રીતે તો પ્રોસીકયુશનની દલીલો ગોળ ગોળ છે, જ્યારે જુબાનીઓને વીગતવાર તપાસીએ છીએ, તો માલમ પડે છે કે, હમણાંજ પુરાવા રજુ કરવામાં આવ્યા છે, તે ખોટા છે, છોડી કહે છે કે. એક છોકરાએ તેમને દાળીઆ આપવાનું કહ્યું, પ્રોસીકયુશનમાં બધા શાક્ષીઓ સોગંદ ઉપર કહે છે, બે ખોજાઓ હતા, આ બાબતમાં છોડી ભુલી ન જાય, સુનીતાએ પોતાની વાત

I કર્યો છે, પણ તે પછી ફરીઆદ અરજીમાં કંઈ છે નહી, તેથી તેના લાલની ) વાત માનવામાં આવતી નથી સુજાન ( આંક, ૯ ) ફરીઆદીની Iામાં રહે છે, તે કહે છે કે સાંજના છોકરાઓને ઘર આગળ રમતા જોયા I. આ માણસની જુબાની કેસમાં બહુ મોડી આવી તેથી, છોડીની જુબાની લું સાચું છે અને કેટલુંજુઠું છે એ આની ( સુજાને ) જુબાની બતાવી આપે વી છે, એમ હું નથી માનતો, રેવાશંકર, જીવણલાલ, અને મફાની જુબાનીઓ બીલકુલ નકામી છે એમ હું માનુંછું, આ કેસને માટે તેમની જુબાનીઓ બનાવટી ઉભી કરવામાં આવી છે. તેવું દરેક રીતે દેખાય આવે છે, મફો તેની જુબાની ઉપરથી જણાઈ આવે છે કે તે ખોટો શાક્ષી છે, પોલીસે ભલાની જુબાની લીધી ત્યાર પછી તેણે પોતાની વાત બદલી નાખી છે ( સુધારી છે ) સવારમાં વહેલા ( પરોડીએ ) પોતાના ખેતરમાં એક કલાક સુધી ઉભો રહીને, જે ગાડા જાય તેને બારીકીથી તપસતો હતો, તે હું માનતો નથી, ફરીઆદી સોગંદ ઉપર કહે છે કે મેં અરજીને ૧૯ મી તારીખે કર્યું હતું, એ અંદરજીનીથી વિરૂદ્ધ જાય છે, ડેપ્યુટી સુપ્રીટેન્ડન્ટની જુબાની ઉપરથી માલમ પડે છે કે. ઘણોખરો વખત પોલીસ બગીચામાં બેસીનેજ જેઓના નામ આપવામાં આવ્યા હતા, અથવા જેમના નામ ફરીઆદીનો જુબાની ઉપરથી મલતા તેમના જુબાનીઓ લખી લેવામાં આવતી હતી, તપાસ જાહેરમાં કરવામાં આવતી હતી. અને મહાજનના લોક હાજર હતા, આ કેસ ફરીઆદી અને તેના ધર્મવાળાઓ ( હીંદુઓ ) અને તહોમતદારો વચ્ચે હોય એમ લેખવામાં આવ્યો છે. ખરી રીતે આ કેસ સરકાર અને તહોમતદાર વચ્ચે છે, અને દરેક રીતે ખરી હકીકત શું છે તે નક્કી કરવા કોશીશ કરવી એ પોલીસની ફરજ હતી, સંજોગો જોતાં તેઓએ જે રીત પસંદ કરી તે સારી જણાતી નથી.

**આ કેસમાં મને પુરાવા ખોટા માલમ પડે છે, આરોપીઓ મને નિર્દોષ માલમ પડે છે અને તેઓને નિર્દોષ જાહેર કરીને છોડી મુકવાનો હુકમ કરૂં છું**

| | |
|---|---|
| તા. ૧૮ ડીસેમ્બર સને ૧૯૨૫. | **( સહી ) ઈ. ક્લેમન્ટસ.** સેસન્સ જજ. |